**કવિલોક** ગુજરાતી કવિતાનું ઋતુપત્ર : શિશિર વિ.સં. ૨૦૬૯ : વર્ષ ૫૬ : અંક ૧ સળંગ અંક ૩૩૧


| | | |
|---|---|---|
| કૃષ્ણભક્તિની કવિતા | અનિલા દલાલ | ૧ |
| **વિમર્શ** | | |
| ઘાયલ સાહેબની ગઝલોમાં... | સુરેશચંદ્ર પંડિત | ૨ |
| **રસાત્મકમ્** | | |
| જટિલ જગમાં | જશવંત લ. દેસાઈ | ૫ |
| કોઈ પુસ્તક જયમ... | જિતેન્દ્ર પ્રજાપતિ | ૫ |
| ઉદ્ધવગીત | વીરુ પુરોહિત | ૬ |
| મારા પાસપોર્ટ ઉપર | યશવંત ત્રિવેદી | ૭ |
| નર્મદાના શિખરિણી છંદમાં... | યશવંત ત્રિવેદી | ૮ |
| એક સંવાદ | રાજેન્દ્ર પટેલ | ૯ |
| પ્રતિમા પાસેનું પોટલું | પ્રવીણ પંડ્યા | ૧૦ |
| ચાર ગઝલ | નીતિન વડગામા | ૧૧ |
| એનો મતલબ શું છે? | અનિલ ચાવડા | ૧૨ |
| મળે તો | રાજેન્દ્ર પટેલ | ૧૨ |
| હવસ થઈ ગઈ | ભાવેશ ભટ્ટ | ૧૨ |
| ક્યારે છોડશે મને | પ્રફુલ્લ રાવલ | ૧૩ |
| યંત્રવત | ચિરાગ ઝા 'ઝાઝી' | ૧૩ |
| સારું લાગે | છાયા ત્રિવેદી | ૧૩ |
| એકરસ | મનીષ પાઠક 'શ્વેત' | ૧૩ |
| પણ.... | પ્રફુલ્લ રાવલ | ૧૪ |
| શબ્દ | મુકુન્દ પરીખ | ૧૪ |
| પકડાવવી પડશે | અનંત રાઠોડ 'અનંત' | ૧૪ |
| મારા ઉજાસને | કરસનદાસ લુહાર | ૧૫ |
| હાંફે ચડેલા છે | અનંત રાઠોડ 'અનંત' | ૧૫ |
| છમ્મલીલો કેફ | કરસનદાસ લુહાર | ૧૫ |
| નહીં ફાવે અલા | શ્યામ ઠાકોર | ૧૬ |
| ઢળશે નહીં | શ્યામ ઠાકોર | ૧૬ |
| જીવા | રાકેશ હાંસલિયા | ૧૬ |
| ધુમાડા હતા | મનીષ પાઠક 'શ્વેત' | ૧૬ |
| નદિયાં ધીરે બહો... | લલિત ત્રિવેદી | ૧૭ |
| ઓછા પડે છે | આશિત હૈદરાબાદી | ૧૭ |
| વિચાર | કુરંગ મહેતા | ૧૭ |
| તોફાન છે | ભાવેશ ભટ્ટ | ૧૭ |
| બે ગઝલ | સાહિલ | ૧૮ |
| મન | કિરીટ ગોસ્વામી | ૧૯ |
| ધરમ છે | હરીશ પંડ્યા | ૧૯ |
| એવું બને | રાકેશ હાંસલિયા | ૧૯ |
| મન ઠારવું છે | હરીશ પંડ્યા | ૧૯ |
| હું શું કરું? | પ્રીતમ લખલાણી | ૨૦ |
| ઊઠ્યો! | પ્રીતમ લખલાણી | ૨૦ |
| માણસ નામની વ્યથાને... | પ્રીતમ લખલાણી... | ૨૧ |
| કોઈ રસ્તો | પરાજિત ડાભી | ૨૧ |
| શૈશવ | જિજ્ઞા મહેતા | ૨૨ |
| સંવેદના | રાધિકા પટેલ | ૨૨ |
| છે ફૂલની | જિજ્ઞા ત્રિવેદી | ૨૨ |
| જિંદગી | જ્યોત્સ્ના ય. ત્રિવેદી | ૨૩ |
| ઝાંખપ જણવા બારામાં | પ્રાણજીવન મહેતા | ૨૪ |
| કોને મળે? | 'વિવશ' પરમાર | ૨૪ |
| સમાતું જાય છે... | 'વિવશ' પરમાર | ૨૪ |
| કાળ-ભાળના દૂહા | પ્રાણજીવન મહેતા | ૨૪ |
| ઝાકળબિંદુ | દક્ષા સંઘવી | ૨૫ |
| કોઈ આવશે? | જગતમિત્ર | ૨૫ |
| મકરસંક્રાન્તિ | રાધિકા પટેલ | ૨૫ |
| હતા | રાકેશ હાંસલિયા | ૨૫ |
| અનાવૃતા | રીતા ત્રિવેદી | ૨૬ |
| વરસાદ | રીતા ત્રિવેદી | ૨૬ |
| એટલે હાર્યા | જિજ્ઞા ત્રિવેદી | ૨૬ |
| તને! | મેહુલ એ. ભટ્ટ | ૨૬ |
| સવાર થીજી ગઈ | પ્રવીણ પટેલ 'શશી' | ૨૭ |
| પલકાવને તું | સૉલિડ મહેતા | ૨૭ |
| થાય છે તું | સૉલિડ મહેતા | ૨૭ |
| બ્લેક હોલ | કુરંગ મહેતા | ૨૮ |
| પાછળ પડી છે | મનીષ પાઠક 'શ્વેત' | ૨૯ |
| હવા | જયંત ડાંગોદરા 'સંગીત' | ૨૯ |
| ગયેલ છે | અનંત રાઠોડ 'અનંત' | ૨૯ |
| નથી શકતા | ચિન્મય શાસ્ત્રી 'વિપ્લવ' | ૨૯ |
| શું મળે છે | પરાજિત ડાભી | ૩૦ |
| થાપણમાં છું | કિશોર મોદી | ૩૦ |
| જિંદગીનો ભેદ | પરાજિત ડાભી | ૩૦ |
| પણે ઊભી રહી | જિતેન્દ્ર પ્રજાપતિ | ૩૧ |
| ઝાલર વાગે | જગદીશ ધનેશ્વર ભટ્ટ | ૩૧ |
| ત્રણ લઘુ કાવ્યો | પ્રીતમ લખલાણી | ૩૨ |
| તરભાણું રાખ્યું છે | કિશોર મોદી | ૩૨ |
| પાછી | અશોક ચાવડા 'બેદિલ' | ૩૩ |
| કાલિદાસ | પ્રવીણ ગઢવી | ૩૩ |
| આંસુદાની છે | અશોક ચાવડા 'બેદિલ' | ૩૩ |
| કેવું મજાનું હતું મારું ઘર! | દક્ષા પટેલ | ૩૪ |
| બાને કહી દે | શંભુપ્રસાદ જોશી | ૩૪ |
| તરસ | છાયા ત્રિવેદી | ૩૫ |
| મિત્ર યશવંત મહેતાને... | યોસેફ મૅકવાન | ૩૫ |
| નિહાળું | ભૂપેન્દ્ર ત્રિવેદી | ૩૫ |
| **અનુવાદ** | | |
| મૂળ કવિ મોહમ્મદ અલવી.. | અનુ. હનીફ સાહિલ | ૩૬ |
| **આસ્વાદ** | | |
| બધું ઝળાંહળાં કરે | દેવેન્દ્ર દવે | ૩૭ |



તંત્રી

**ધીરુ પરીખ**

સલાહકાર

**નિરંજન ભગત**

દેશમાં વાર્ષિક લવાજમ રૂ. ૧૫૦. અમેરિકા : વાર્ષિક $ 15. અથવા રૂ. ૭૫૦. ઇંગ્લન્ડ : વાર્ષિક £ 8, અથવા રૂ. ૭૫૦. આ અંકની છૂટક કિંમત રૂ. ૩૦

'કવિલોક' દ્વિમાસિક વર્ષની છ ઋતુઓમાં દર બે માસે - ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર અને ડિસેમ્બરના અંતમાં - પ્રકટ થાય છે.

કવિલોક અંગેના સર્વ પત્રવ્યવહારનું સરનામું :
કુમાર ટ્રસ્ટ, ૧૪૫૪, રાયપુર ચકલા, અમદાવાદ - ૩૮૦ ૦૦૧

પ્રકાશક અને મુદ્રક : ધીરુ પરીખ, ફોન : ૨૨૧૪૩૭૪૫
મુદ્રણસ્થાન : ચંદ્રિકા પ્રિન્ટરી, મિરઝાપુર રોડ, અમદાવાદ-૧.
**પ્રકાશન તારીખ : ૩૦-૬-૨૦૧૨**

શિશિર વિ.સં. ૨૦૬૯ જાન્યુઆરી-ફેબ્રુઆરી ૨૦૧૩

# કવિલોક

॥ वाङ् मे मनसि प्रतिष्ठता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्मं एधि ॥

ૐ પ્રતિષ્ઠિત હજો વાણી મને, વાણી મહીં મન; પ્રકાશાત્મન્ પ્રભો ! પામો પ્રાકટ્ય મુજ અન્તરે



## કૃષ્ણભક્તિની કવતા

કૃષ્ણભક્તિ-કવિતા ભારતીય સાહિત્યની એક ઉપલબ્ધિ છે. સમગ્ર ભક્તિસાહિત્યે ઇસ્લામશાસિત સમયગાળામાં પ્રજાજીવનને નવચૈતન્ય બક્ષ્યું છે, તેમાં સૂફી કવિઓનું પણ યોગદાન છે. મધ્યકાલીન ભક્તિકવિતાની વિશેષતા એ છે કે અગાઉ જ્યારે સંસ્કૃતમાં રચાયેલ સાહિત્ય અને ધર્મસાહિત્ય એક વિશેષ વર્ગ દ્વારા રચાતું કે આસ્વાદિત થતું, ત્યારે આ ભક્તિકવિતા જનજનની ભાષામાં લખાઈ, જનજન સુધી પહોંચી અને એના લખનારા પણ સમાજના તમામ સ્તરમાંથી આવ્યા છે. આપણી ભક્તિકવિતા સમગ્ર પ્રજાની વાચિક અભિવ્યક્તિ બની રહે છે.

કૃષ્ણભક્તિએ કવિતાની સાથે અન્ય કળાઓ નૃત્ય, નાટ્ય, ચિત્ર, શિલ્પ આદિમાં પણ મધ્યકાલીન ભારતીય સિસૃક્ષાને પ્રદિપ્ત કરી છે. મુરલીધારી કૃષ્ણ કે નટવર કૃષ્ણની છબિ એનું સૂચન કરે છે. ગીતગોવિંદનાં અને અન્ય રચનાઓનાં ચિત્રાંકન કે પહાડી કાંગરા રાજપૂત ચિત્રશૈલી કૃષ્ણકવિતાની સમાંતર છે, નાથદ્વારાની પિછવાઈઓમાં એ પરંપરા હજુ જળવાઈ છે. કલકત્તા પાસે વિષ્ણુપુરનાં વૈષ્ણવ મંદિરોમાં ટેરાકોટાના રાધાકૃષ્ણપરંપરાનાં શિલ્પો અદ્‌ભુત અને અનન્ય છે. રાધાકૃષ્ણવિષયક કવિતા અને કળાઓ અને એ બધી કળાોનું આવું સામંજસ્ય પરમ આનદં પમાડે છે.

*અનિલા દલાલ*

('અન્વેષણ'માંથી)

## ઘાયાલ સાહેબની ગઝલોમાં મિજાજ / સુરેશચંદ્ર પંડિત

***આ તારી ગલીથી નીકળી જવું સાચે જ નથી મુશ્કિલ કિન્તુ;***
***તું સાંભળશે તો શું કહેશે બસ એ જ વિચારે ઊભો છું.***

મર્હૂમ જનાબ શ્રી અમૃત ઘાયલ સાહેબ ગુજરાતી ગઝલના પાયાના પથ્થર સમાન શાયર કહી શકાય. ગુજરાતી ગઝલ અને ઘાયલ સાહેબનું જીવન એકબીજાના પર્યાય સમાન હોય તેમ ઘાયલ સાહેબે જીવનપર્યંત ગઝલોનું સર્જન કર્યું. માત્ર ગઝલ કાવ્યપ્રકારને જ વળગી રહી તેઓશ્રીએ પોતાની જોશીલી જબાનથી મુશાયરાઓ ગજાવ્યા, વિવેચકોએ પણ તેમના ગઝલસર્જનનો સ્વીકાર કર્યો અને તે ઉપરાંત સાહિત્ય ક્ષેત્રે આ શાયરને અનેક માનચાંદથી નવાજવામાં આવ્યા.

ગુજરાતી ગઝલમાં ઘાયલ તેમની ગઝલોના આગવા પરિણામે તેમના સમકાલીન શાયરો અને નવોદિતોથી બિલકલ જુદાં પડે છે. ઘાયલ પાસે સંવેદન તો છે જ, પરંતુ આ સંવેદને વહન કરવા માટે બળુકી ભાષાનો સધિયારો તેમને સહજ સાંપડ્યો છે.

ઉપરોક્ત શેરમાં શાયરનો મિજાજ તો પ્રેમીનો છે. પણ આ પ્રેમી તેના પ્રિયપાત્રને પણ લલકાર કરીને કહે છે કે-

આ તારી ગલીથી નીકળવું જવું,
સાચે જ નથી મુશ્કિલ કિન્તુ,
તું સાંભળશે તો શું કહેશે
બસ એ જ વિચારે ઊભો છું.

ઉપરોક્ત શેરમાં ઘાયલ સાહેબનો ઇશ્કે મિજાજ સુંદર રવાનુકારી ભાષામાં વ્યક્ત થયો છે. ઘાયલસાહેબે ગઝલને અનેક રંગોથી આપ્લાવિત કરી છે. મિજાજને અનુરૂપ ભાષા તેમની પાસે સહજ હોવાથી તેમની ગઝલોમાં ગુજરાતી ભાષા પણ ગઝલને વહન કરવા માટે સફળ ભાષા બની રહી છે તે સત્ય પણ ઘાયલની ગઝલો વાંચતા સ્પષ્ટ થાય છે.

સમાજમાં સત્યના પક્ષપાતીઓ ભાગ્યે જ જોવા મળે છે. આ પ્રકારની વ્યક્તિઓને વિદ્રોહી જાહેર કરી કયારેક તેનો સાંપ્રત સમય જે જુલ્મો ગુજારીશ કરે છે તે હકીકતને પણ ઘાયલ સાહેબ પોતાની ગઝલમાં સ્થાન આપે છે. આવા વિદ્રોહીનું એક શબ્દચિત્ર આગવા મિજાજથી ઘાયલ સાહેબના એક શેરમાં વ્યક્ત થયું છે. શેર આ પ્રમાણે છે :

નથી નિત્ય ફાંસીએ જુલ્ફ઼ ફરકતાં,
ફનાના ફસાના જવલ્લે મળે છે.

પરમની પ્રાપ્તિ અને સત્યને પામવા માટે તો ફના થવું પડે છે. આખર તો એ ખાકસારીનો માર્ગ છે. દિવાના વગર ભલા એવું સાહસ કરે કોણ ? ઘાયલ સાહેબ આ હકીકતને પોતાના આગવા મિજાજથી ગઝલમાં રજૂ કરતાં કહે છે :

બીજું તો કોણ દિવાના વગર સાહસ કરે એવું,
કરી સર્વસ્વની હોળી દિવસને રાત તાપે છે.

આવા દિવાનાઓનો પણ આગવો સમાજ હોય છે. તેઓને સ્થૂળ શરીર સાથે જેટલો નાતો હોય છે તેનાથી વિશેષ નાતો પરમતત્ત્વના અનુસંધાને હોવાથી તેઓ પોતાની મોજ પ્રમાણે સમાજમાં વિચરણ કરતાં હોય છે. તેઓ ઓલિયા છે. ફકીર છે. સાધુ છે. તેમને વળી બંધન શાંના ?

ઘાયલ સાહેબની ગઝલોમાં આ ફનાગીરીના હકિકિ મિજાજને પણ આગવું સ્થાન મળ્યું છે. ઘાયલ સાહેબ કહે છે :

*કોઈ પહેરે કંથા શણની કોઈ મોંઘી દાટ,*
*કોઈ ચોળે શરીર રાખે જેવી જેની મોજ.*

આ રીતે ઘાયલની ગઝલોના મિજાજમાં માનવ સંવેદનાની દરેક બાબતને વણી લેવામાં આવી છે. તેમની ગઝલના વિષયોમાં તેથી વૈવિધ્ય જોવા મળે છે. કોઈ પણ પ્રકારની પૂર્વધારણા વગર સહજ સ્વભાવે તેમની ગઝલોનું સર્જન થયું છે. પોતાની જાતનું આત્મનિવેદન કરતા ઘાયલ સાહેબ તેમની એક બહુ જાણીતી ગઝલના મકતામાં કહે છે :

*સારા-નરસાનું ભાન નથી પણ એટલું જાણું છું 'ઘાયલ'*
*જે આવ્યું ગળામાં ઉલટથી એ ગાઈ જવામાં લિજ્જત છે.*

બહુ સાદી ભાષાને અખત્યાર કરી સામાન્ય બોલચાલના શબ્દોને પણ ઘાયલ સાહેબ આગવો મિજાજ અર્પે છે અને પરિણામે ગઝલને પણ ન ધારી હોય તેવી સુંદર હુસ્ને ખ્યાલની નુદરત પ્રાપ્ત થાય છે. જેમ કે-

*મોજ સઘળી એમનાથી હેઠ છે.*
*શાયરી બહુ ખુબસૂરત વેઠ છે.*

ઘાયલ સાહેબ કહેતા કે શાયરી એટલે કવિતા અને શાયર એટલે કવિ. ઉપરોક્ત શેરમાં ઘાયલ સાહેબ કવિતાનો દરજ્જો જીવનચેતનાના સ્તરે કેટલો ઊંચો છે તે વાત પોતાના આગવા મિજાજથી કરે છે. આ જ ગઝલના એક અન્ય શેરમાં પોતાના કવિ મિજાજનો પરિચય આપતા ઘાયલ સાહેબ કહે છે :

*સુખી ગણી જેને પ્રશંસે છે જગત,*
*એ અમે છાંડી દીધેલી હેઠ છે.*

આ ગઝલના મકતાના શેરમાં ઘાયલ સાહેબ પોતાનો પરિચય આપતા રમૂજી સ્વભાવે બોલી ઊઠે છે-

લાક્ષણિકતા એ ય છે ઘાયલ તણી,
છે સ્વયં નોકર સ્વયં એ શેઠ છે.

ઉપરોક્ત ગઝલને ઘાયલ સાહેબે ગુજરાતી તળપદી ભાષાના સામાન્ય શબ્દોના કાફિયા લઈને આગવા મિજાજથી નકશીદાર બનાવી છે. આ ગઝલમાં આવતા માત્ર ત્રણ માત્રાના કાફિયા સ્વતંત્ર રીતે તુચ્છ લાગે તેવા દેખાય છે. જેમ કે વેઠ, હેઠ, શેઠ પરંતુ શાયરને પોતાના આગવા મિજાજ અને સંવેદન પર પૂરતો આત્મવિશ્વાસ છે. તેથી આ પ્રકારના કાફિયા પણ ઘાયલની ગઝલમાં ગઝલની નકશીદાર મીનાકારી ઊભી કરે છે.

ઘાયલ સાહેબને કટાક્ષ કરવો હોય ત્યારે પણ પોતાની જાત ઉપર કટાક્ષ કરે છે. એક જાણકાર શરાબીની અદાથી રિંદાના મિજાજમાં ઘાયલ કહે છે :

*પ્રથમ ખૂબ પીવડાવો ઘાયલને દોસ્તો,*
*પછી એને ખાલી કરો ટાઢે કોઠે.*

શાયરનાં જીવનદર્શન આગવાં હોય છે. મૃત્યુ જેવા ગૂઢ વિષયની પણ તેઓ આગવી રીતે વિચારણા કરતા હોય છે. જીવન અને મૃત્યુની આ ઘટમાળ પ્રત્યે શાયરનું દર્શન કેવળ દર્શન નથી હોતુ; પરંતુ તેમાં પણ તેના જીવનનો નિચોડ, અનુભવ કાવ્યાત્મક શૈલીમાં અભિવ્યક્ત થતો હોય છે. ઘાયલ સાહેબ કહે છે :

*પછી અન્યની યે શિકાયત શું 'ઘાયલ'*
*નથી કામ આવ્યો મને હું ય મોકે.*

ઘાયલના સમકાલીનો અને ત્યાર બાદના ગુજરાતી શાયરોમાં આ પ્રકારની અંદાજ રવાની કે મિજાજ ભાગ્યે જ જોવા મળે છે. ઘાયલ સાહેબ કહેતા કે પરંપરા કે આધુનિકતા શું છે તેની મને ખબર નથી, પરંતુ કોઈ પણ

પ્રકારના છોછ વગર હું લખ્યે જાઉં છું. કોઈ તેને સ્વીકારે કે ન સ્વીકારે તેની મેં ક્યારેય દરકાર કરી નથી.

આવા ગુજરાતી ભાષાના અદના શાયર જ્યારે જૈફ વયે પહોંચ્યા ત્યારે રાજકોટ મુકામે ઍસ્ટ્રોન ટૉકીઝમાં ભવ્ય મેળાવડા વચ્ચે તેમનું જાહેર અભિવાદન, સન્માન થયેલ. સ્વ. કૈલાશ પંડિત પણ તે મહેફિલમાં ઉપસ્થિત હતા. મારે તેમને મળવાનું હતું પણ મળી શકાયું નહીં. ત્યાર બાદ તે ગુજરી ગયા. એ જલસામાં ગુજરાતી ગઝલના ગાયક કલાકાર મનહર ઉધાસ પણ પોતાના સાજીંદાઓ સાથે આવેલા.મોડે સુધી તેમણે આગવી રીધમ અને સૂરીલા સ્વરોમાં ઘાયલની ગઝલોનું ગાયન કર્યું. ઘાયલની એક ગઝલનું ગાયન તો આજે પણ યાદ આવે છે.

*કાજળભર્યાં નયનનાં કામણ મને ગમે છે.*<br>
*કારણ નહીં જ આપું કારણ મને ગમે છે.*

આ ગઝલનું ગાયન થયું ત્યારે સૌ શ્રોતાઓ ઝૂમવાં લાગ્યાં. ઘાયલ પોતે પણ આનંદમાં મગ્ન બની ઝૂમવા લાગ્યા. આ ગઝલનો છેલ્લો શેર ઘાયલના શાયર-મિજાજનો પરિચય આપે છે.

*ઘાયલ મને મુબારક આ ઊર્મિકાવ્ય મારાં,*<br>
*મેં રોઈને પ્રોયા છે એ વ્રણ મને ગમે છે.*

ઘાયલ સાહેબે આ રીતે આગવા જીવનદર્શનથી અને અસ્તિત્વની ઊંડી સમજદારી સાથે ગુજરાતી ગઝલને જે ભવ્ય ગરિમા બક્ષી છે તે ગુજરાતી સાહિત્યમાં અમર બની રહેશે. બાઅદબ સલામ સાથે.

❐

## જટિલ જગમાં / જશવંત લ. દેસાઈ

(હરિણી-સૉનેટ)

કદીક હળવા સંવાદે કો વેદ-વચનો કટુ,
અસહ ઉરમાં ઊઠે પીડા, પડ્યો જયમ ઘા શિરે,
રગ રગ થતું : હું યે સામો પ્રહાર કરું કરું,
પણ ત્વરિત હું બેળે બેળે મનાવી લઉં મન :
નહિ સળગતી હોળીમાંહીં ઉમેરવું ઇંધણ,
કદીક નકી પસ્તાઈ એનું થશે પરિવર્તન.

અણસમજમાં હું યે કોદી થઈ જાઉં અસ્થિર,
અવળ વચને નાદાનીનું કરું હું પ્રદર્શન,
પછી રજનિમાં દ્રિાહીણો સહું મૂક વેદના
'મુજ મુખથી જો હોતે આવાં કુવેણ ન ઉચ્ચાર્યાં',
અવગણી પુરાણા ખ્યાલો સૌ સ્વમાન-અમાનના,
દ્રવિત ઉરથી યાચું માફી, લઉં દમ હાશના.

જટિલ જગમાં માંડું છું હું ડગો પડી આથડી,
પણ મળી, જતી કેડી જ્યાં છે સદા સુખની ઘડી.

## કોઈ પુસ્તક જયમ... / જિતેન્દ્ર પ્રજાપતિ

ના વધુ પડતું હવે કૈં ભેદ છાનું રાખીએ,
કોઈ પુસ્તક જયમ મનવા મન ઉઘાડી નાખીએ.

ચાલ, આપણ આજ કૈં વાતાવરણને ભાખીએ,
સાવ તાજી છે હવા, બારી ઉઘાડી નાખીએ.

આંસુઓની ધાર પડતી ક્યાં લગી જોયા કરીશ ?
આવ, જઈને એ મનેખના મનની ભીતર ઝાંખીએ.

મેઘ જેવું માન હો એને કહે : મહેમાન છે,
માવઠા હો તો ઉઘાડાં બારણાં પણ વાખીએ.

કાનમાં જે વાત કહી ગઈ'તી મને ગઈ કાલ તું,
વાત એ ફેલાવી સઘળે ઊડતી મધમાખીએ.

## ઉદ્ધવગીત / વીરુ પુરોહિત

### ૧.

લો, ઉદ્ધવજી! સરખી રીતે પારદ પકડી રાખો!
જરાક ત્રાંસો હાથ થયો, ત્યાં ઢળી ગયોને આખો?

ઋષિ મુનિ પણ શકે ન તાગી, માધવ એવો અગાધ;
નથી કશી યે ચૂક અમારી, નથી કશો અપરાધ!
અમે છાતીએ વળગાડ્યો'તો, વ્હાલો પ્રિયતમ જાણી;
રક્ષ્યો'તો, જયમ કાચી કેરી રક્ષે કોયલરાણી!

હોઈ શકે શું કોઈ વૃક્ષની સાવ બટકણી શાખો?
લો, ઉદ્ધવજી! સરખી રીતે પારદ પકડી રાખો!

ઘણી કઠિન છે રેશમના તંતુની સંગે ક્રીડા;
એક તાંતણો પણ સરક્યો, તો અઢળક પામો પીડા!
હતા અમે તો અજ્ઞ, અનુભવથી લાધ્યું છે જ્ઞાન;
માધવ એક જ, મહાસાગરમાં ઝાલી શકે સુકાન!

ઉદ્ધવ! એનું ગણિત નોખું, નોખો હોય પલાખો!
લો, ઉદ્ધવજી! સરખી રીતે પારદ પકડી રાખો!
જરાક ત્રાંસો હાથ થયો, ત્યાં ઢળી ગયોને આખો?

### ૨.

ઉદ્ધવ! અમને આપી દ્યો એવું વરદાન!
ફરી જનમતાંવેંત કરું મુખથી માધવનું ગાન!

હોય ફરી જમુનાનો તટ ને હોય રાસની રમઝટ;
ફરી અમારી મટુકી ફૂટે, ફરી સિધાવું પનઘટ!
જાય ભલે ખોવાઈ અમારી નથ પાછી મધુવનમાં;
કિન્તુ, આવો વિપ્રયોગ ના ઘટે કદી જીવનમાં!

ભૂકંપ એવો ઘટે,
ગરક થૈ જાય મથુરાનું સંસ્થાન!
ઉદ્ધવ! અમને આપી દ્યો એવું વરદાન!

તમે કહો છો તે, ઉદ્ધવજી! હોય કદાચિત સાચું;
પતંગિયું જીવે ક્ષણમાં પણ જીવે નહીં એ કાચું!
અમે ક્ષણેક્ષણ માધવના નામે શ્વાસોને ભરીએ;
જલમાં ટીપું તેલ હોય છે, એમ સતત વિસ્તરીએ!
લખો અમારાં ભાગ્યે,
પલપલ કૃષ્ણ-અધર રસપાન!

ઉદ્ધવ! અમને આપી દ્યો એવું વરદાન!
ફરી જનમતાંવેંત કરું મુખથી માધવનું ગાન!

## મારા પાસપોર્ટ ઉપર / યશવંત ત્રિવેદી

હું ખીણમાં ઊભો રહીને શું નક્ષત્રો અને તારાઓનું સંગીત સાંભળી શકીશ?
એક પાસપોર્ટ સાઇઝના ફોટા જેવડા નાનકડા અસ્તિત્વ ઉપર
શું હું વિરાટ શાશ્વતીની ચિરંતન સ્ટેમ્પ મરાવી શકીશ?

હા, જો હું શતાબ્દીઓની સંવેદનાને વ્યાસ-વાલ્મીકિની બરુની કલમથી
આકાશના કોરા કાગળ ઉપર કે પ્રાચીન સમુદ્રોના કિનારાની રેત ઉપર
પતંગિયાની સ્વપ્ન-લિપિમાં રક્તની શાહીથી લખી શકું-

પૃથ્વીના પ્રેમગીતમાં જો દરિયાઈ પંખીઓના વિસ્મયનાં આશ્ચર્યાર્થો મૂકી શકું!!!
માઇગ્રેટરી પંખીઓનાં અલ્પવિરામ મૂકી શકું જિંદગીના નિરપરાધ ટાપુઓ ઉપર,,,
જો હું વર્ષાની આડીઅવળી ધારામાં પ્રશ્નાર્થો લખી શકું એકલતા અને વિષાદના?
જેનેસિસ વખતના પ્રથમ કિરણના અધ્યાહારમાં જો ગોઠવી શકું અને (અભિવ્યક્ત રહસ્યોને)

જિંદગીના અંતિમ ધ્યેયનો ઉપસંહાર તો
સ્વર્ગનાં શ્વેત ગુલાબોની પાંદડીઓમાં ભલે સંગોપિત હોય
પણ આશા અને સ્વપ્નની કિનાર પર થોડાક શબ્દોને અગિયા જેમ ગોઠવી શકું
કદાચ બારી પર છોળછોળ ઊછળતો લાગણીઓનો સમુદ્ર
શિખરિણી છંદમાં ગોઠવી શકું જિંદગીના સૉનેટમાં
કદાચ પેલી દંતકથાવાળું આંસુનું ઝાડ ઉગાડી દઈ શકું હૃદયના રણદ્વીપ ઉપર...
અને કદાચ પેલું વીંધાયેલું રામાયણનું ક્રૌંચપક્ષી
ફરી પાછું જીવિત કરી શકું મારા નવા અનુષ્ટુપ છંદમાં...

આજે અચાનક સુખનો સમુદ્ર છોળછોળ ઊછળી ઊઠ્યો છે!
આજે નાસાએ મોકલેલ ક્યુરિઓસિટી રોવરે મંગળની તસવીરો મોકલી છે!
પ્રભાતે જોઉં છું તો ફરી પેલાં પ્રાચીન શ્વેત વાદળોએ પૃથ્વીને ચુંબન કર્યું છે!
ફરી પાછું જેનેસિસનું પ્રથમ કિરણ આવી બેઠું છે મારા કાવ્યસંગ્રહનાં પાનાંમાં...

આજે મારા કયા પ્રેમગતની નવી ભાષાની આનંદછોળમાં ઊછળીને
તેં શાશ્વતીની સ્ટેમ્પ મારી દીધી છે મારા પાસપોર્ટ ઉપર!

## નર્મદાના શિખરિણી છંદમાં તું સૉનેટો શીખવાડે છે, જિંદગી! / યશવંત ત્રિવેદી

અફલાતૂન છે તારી શરતો, હે જિંદગી!
વરસાદથી ભીના આકાશ પર તારું પ્રેમગીત લખવું ને અક્ષરો રેળાય નહીં-
વળી શબ્દોને બદલે સ્વપ્નોથી લખવું અને તેય ઇમ્પ્રેશનિસ્ટિક શૈલીના
પેશનના બ્રશસ્ટ્રોક્સથી, જેમાં સૌંદર્ય અને વેદનાના રંગો
સમુદ્રનાં પ્રલયંકર તોફાનો વચ્ચે ફરફરતા સઢ જેમ ઊછળતી કરી મૂકે જિંદગીને!

યુગો ભલે પસાર થઈ જાય દેહયષ્ટિ પરથી સી-ગલ્સના ટોળા જેમ
પણ એકકેય કરચલી ન પડવી જોઈએ ઇસ્પહાનના ગુલાબ જેવા તારા ચહેરા ઉપર
વૃક્ષોના પડછાયા ભલે ગોઠિયાઓ સાથે પકડદાવ રમ્યા કરે સાંધ્ય-ઉપવનોમાં
પણ પ્રભાતે સત્યનો સૂર્ય ઝગમગી ઊઠવો જોઈએ જીવન-વૃક્ષનાં પર્ણો ઉપર!

અપ્સરા જેમ શતાબ્દીઓની નદીઓમાં તું છલછલ નાહ્યા કરે છે આકાશનું વસ્ત્ર પહેરીને–
પણ ક્ષણક્ષણના સ્વપ્ન-જલમાંય છબછબિયાં કરતી ન્હાય છે લાવણીની ગીત-કન્યા જેમ!

હે ચંચલા! ઘડીક ઝંખે છે કે તું સદાકાળ કુંવારી રહે આ શાશ્વતીની જેમ...
ઘડીક તું ઝંખે છે સ્વર્ગમાંથી વર ટપકી પડે તારા સ્વપ્નના ખોળામાં-
ને ફરી પાછી તું કુંવારી થઈ જાય હરિત તૃણોથી રોમાંચિત પૃથ્વી સમી!
ને હું તને ધારીધારીને વાંચ્યા કરું વિસ્મયથી કવિતાના ચહેરા જેમ, હે જિંદગી!

વળી તારી શરત છે ભાષાનું સપ્તરંગી મેઘધનુષ રચવાની-
જેથી દિવસભર મેઘધનુષ્યની કમાન પર તું હીંચકા ખાતી રમતી રહે
અને રાત્રે મેઘધનુષ્યના બ્રિજ પરથી ચઢી જાય સાતમા સ્વર્ગ ઉપર...

મેં સાંભળ્યું છે, જિંદગી, કે તેં પૃથ્વીના પ્રેમને પ્રતિષ્ઠિત કર્યો છે સ્વર્ગમાં
પૃથ્વીની ભાષાના શબ્દોતું દેવદૂતોને શીખવાડે છે આંસુ અને વરસાદનાં ટીપાં જેમ
તું એમને નર્મદાના શિખરિણી છંદમાં ગુજરાતી સૉનેટો શીખવાડે છે, જિંદગી!

આખી રાત જાગી સ્વર્ગના પ્રકાશનો લય અને વર્ષાનાં ટીપાં
મેં ગુજરાતી ભાષાની પુષ્પ-પિયાલીમાં ઝીલી તારા માટે પ્રેમગીત લખ્યું છે!
હવે જુહુના સ્વપ્ન-સમુદ્ર પરથી પંક્તિ જેમ છોળછોળ ઉછળતી આવ, હે રાજકુમારી!
ને રહી જા હે ચિરશાશ્વતી, આ ગુર્જરીના પ્રેમગીતમાં!

## એક સંવાદ / રાજેન્દ્ર પટેલ

સમી સાંજને પાંખ પર બેસાડી
અંધારામાં ગરક ઈ જતું એક પંખી નદીને કહે :
વહેણ તો વહ્યાં કરે
એટલે કાંઠાઓએ
કાંઠા ન બદલાય.

કોઈ બાળક માને પકડી રાખે એમ
કિનારો પકડીને ઊભેલી હોડી
આ સાંભળી બોલી :
આ નદીને તો
એક જ મૂળ, એક જ કુળ
એક જ આકાશ ને એક જ ક્ષિતિજ
પણ એમાં નિતનવું વહેતું જળ જોઈને
કાંઠાઓ હવે વહેવા માગે છે.

કિનારા પર રમતાં બાળકો જેવાં
પ્રવાસીના પગલાં કાંઠાને કહેવા લાગ્યાં
જે વહે છે એ જ રહે છે
રેતના કણ-કણમાં કિલ્લોલ્યા કરવું
એટલે શક્ય હોય તો તમતમારે વહેવું.

વહેતું જળ આ સાંભળી બોલ્યું :
ખરેખર તો કાંઠા કદીય સ્થિર હોતા નથી
જો એ નદી ઓળંગતા પ્રવાસી જોડે
પ્રવાસ કરતા હોય તો.

હવે ઘણી વાર
સ્થળ અને જળને સાચવતા-સાચવતા કાંઠા
બની જાય છે જાણે જળ,
એવું જળ જે સ્થિર હોય છે વહેતાં વહેતાં
જે ખાલી થઈને પણ વહેતું રહે છે
જે સુકાઈને પણ જીવતું રહે છે
પંખીમાં, નાવમાં, પ્રવાસીનાં પગલાંમાં.

કાંઠા હંમેશાં એની બાહુમાં
સ્થળ અને જળને સાચવતા-સાચવતા
ઘણી વાર ચાલી નીકળે છે આવતા-જતા પ્રવાસી જોડે
અચાનક, આમ.

## પ્રતિમા પાસેનું પોટલું / પ્રવીણ પંડ્યા

વહેલી સવારે
મહાનગરના ચાર રસ્તે
ઊંચા ઓટલા પર રહેલી
કૃષકાય કાળી પ્રતિમાના પગ પાસે
લાકડીને અડીને
પડ્યું હતું એક પોટલું,
ભૂખનન કરતા પુરાતત્ત્વવિદોની જેમ
અંધારી રાત જેવાં એ પોટલાંમાં
સૂર્યકિરણો ઊતર્યાં
અને સંશોધન કરતાં કરતાં
જઈ પહોંચ્યાં એક મોરપિચ્છ પાસે,
કિરણોએ સૂરજ સુધી છેડો લંબાવીને પૂછ્યું :
'શું આ પોટલાવાળો કોઈ નવી ડિનેસ્ટીમાંથી હશે ?'
સૂરજ હસી રહ્યો હતો-
કિરણોએ મોરપિચ્છને પોતાની સ્મૃતિમાં નોંધ્યું.
આગળ જતાં કેટલાંક ચીંથરાં મળ્યાં
જેને સંભાળપૂર્વક સાચવવામાં આવ્યાં હતાં
સૂર્યકિરણોને જોતાં જ
એ સળવળવા લાગ્યાં અને બોલ્યાં :
અમે સપનાંઓ છીએ
પણ સાકાર થવાની ક્ષણે જ
ષડયંત્રનો ભોગ બની ખરી પડ્યાં હતાં;
આ પોટલાંમાં આશરો ન લીધો હોત
તો જેલમાં પૂરાયાં હોત
ગોળીએ દેવાયાં હોત
કે લટકાવાયાં હોત ફાંસીના માચડે,
કિરણોએ સપનાંઓ અંગે સૂરજને રિપોર્ટ આપ્યો-
સૂરજે ભીના અવાજે કહ્યું :
'ગો અહેડ વિથ ધ ડ્રીમ્સ.'
થોડે દૂર જતા એક ડબ્બી મળી જેમાં મેશ હતી-
કોઈ માએ પોતાના હાથે
દીકરા માટે પાડેલી મેશ.
કિરણોએ જોયું-
એમાં હતી
ટચલી આંગળીની છાપ
અને નવજાતના ગાલની લાલી,
એકાએક કિરણો અને સૂરજની આડે કાંઈક આવી ગયું.
કિરણોને લાગ્યું કે કાળું વાદળ હશે
પણ પછી વિલાતા ચહેરે જોયું
તો ઝંડા અને જયઘોષથી ઘેરાયેલા એક મહાનુભાવ
નિસરણી પર ઊભા ઊભા
કૃષકાય પ્રતિમાના ગળામાં
સૂતરની આંટી પહેરાવતા હતા,
પગ પાસે પડેલા પોટલામાંથી
ટીક ટીક ટીક
અવાજ આવતો હતો-
સૂરજે જોયું :
પ્રતિમા હસી રહી હતી!

## ચાર ગઝલ / નીતિન વડગામા

### ૧. ક્યાંય પણ જાવું નથી

જાત જાજરમાન છોડી ક્યાંય પણ જાવું નથી.
શ્વાસની સોડમ વખોડી ક્યાંય પણ જાવું નથી.

ઝાડનો હિસ્સો બનીને ઝાડ સાથે જીવતું
પાંદડું એકાદ તોડી ક્યાંય પણ જાવું નથી.

હું ખુમારીથી કરું છું જિંદગીની આ સફર
કોઈને પણ હાથ જોડી ક્યાંય પણ જાવું નથી.

જ્યાં ચરણ મારા મને લઈ જાય ત્યાં જાતો રહું
પારકી લઈ કાંખઘોડી ક્યાંય પણ જાવું નથી.

વેશ તો કંઈ કેટલા બાકી ભજવવા છે છતાં,
રાત રહી છે સાવ થોડી, ક્યાંય પણ જાવું નથી.

### ૨. તું-હું

તું માને છે છેકો માર્યો.
હું સમજું છું એણે તાર્યો.

તું માને છે લૂંટી લીધો.
હું સમજું છું હળવો કીધો.

તું માને છે ગોફણ વીંધી.
હું સમજું છું દિશા ચીંધી.

તું માને છે સગપણ તોડ્યું.
હું સમજું છું વળગણ છોડ્યું.

તું માને છે જલતી હોળી.
હું સમજું છું એ રંગોળી.

તું માને છે જે તલવારો
હું સમજું છું મોતીચારો.

### ૩. જાપ જપવા જોઈએ

કોઈ ભીના સાદ માટે જાપ જપવા જોઈએ,
ને અનાહત નાદ માટે જાપ જપવા જોઈએ.

આંખમાં લીલોતરી એમ જ નહીં ઊગે અહીં,
વ્હાલના વરસાદ માટે જાપ જપવા જોઈએ.

શાંત જળ સાથે જ મન ડ્હોળાય છે આજે સતત,
ભીતરી સંવાદ માટે જાપ જપવા જોઈએ.

જોઈને સગપણ અજીઠાં શું કરે ઠાકોરજી?
તૂટતી મરજાદ માટે જાપ જપવા જોઈએ.

સ્હેજ પણ દૃષ્ટિ પડે ને જાત આખી ઝળહળે
એટલી સોગાદ માટે જાપ જપવા જોઈએ.

### (૪) ઘાટ ઘડે છે

કોઈ ઓગચર હાથ અડે છે;
પંગુ આખો પ્હાડ ચડે છે.

રાત-દિવસ આ રોમેરોમે,
કોના તપતું તેજ ભળે છે?

કૈંક સવાલો પૂછ્યા પહેલાં,
ઉત્તર આપોઆપ મળે છે!

એની અમથી નજર પડે ત્યાં,
ઇચ્છાઓની સાંજ ઢળે છે.

મનના આંગણમાં ઊગેલાં
સપનાં રોજેરોજ ફળે છે.

શબ્દોના તીણાં ઓજારો
નાજુક-નમણા ઘાટ ઘડે છે.

## એનો મતલબ શું છે? / અનિલ ચાવડા

એક સુંવાળું ફૂલ, ફૂલ પે ઝાકળબિંદુ, ઝાકળ અંદર મ્હેલ, મ્હેલમાં તું છે!
તારા વિશે મારા મનમાં રોજ કલ્પના આવી આવે એનો મતલબ શું છે?

સુગંધ પોતે દે સરનામું, પણ સરનામે પ્હોચું ત્યાં તો
સ્વપ્નપરીની પાંખોનો ફફડાટ;
પનિહારી થઈ આવ હવે તું મને ભરી લે હું જ નીર છું,
હું જ સ્વયં છું એક નદીનો ઘાટ.
નામ જરા જ્યાં લઉં તારું ત્યાં એવું લાગે જીવનભરની શીતળ થઈ ગઈ લૂ છે;
તારા વિશે મારા મનમાં રોજ કલ્પના આવી આવે એનો મતલબ શું છે?

વાદળ થાઉં થાઉં કરતો હોઉં હજી હું ત્યાં તો
મારી આજુબાજુ કોઈ થતું આકાશ...
જેમ વૃક્ષને હરિયાળી પ્હેરાવે છે વરસાદ એમ
તું રુંવેરુંવામાં પ્હેરાવી દે 'હાશ...!'
એમ વણાતું જાય કોઈ મારામાં જાણે વસ્ત્રો અંદર ભળી ગયેલું રૂ છે...
તારા વિશે મારા મનમાં રોજ કલ્પના આવી આવે એનો મતલબ શું છે?

## મળે તો / રાજેન્દ્ર પટેલ

એક લીલું રણ મળે તો?
'મેકરણ' બે-ત્રણ મળે તો?

આભ વચ્ચે ઘર બને જો
પાંખ સાથે ચણ મળે તો.

ખટખટાવું બારણું ને
જાત જુદી પણ મળે તો!

મારગે જાઉં અજાણ્યા-
એક ગમતું જણ મળે તો

હું જ તાકું તીર ખુદને
બુદ્ધ નામે ક્ષણ મળે તો.

## હવસ થઈ ગઈ / ભાવેશ ભટ્ટ

સૌ પ્રથમ જે તહસ-નહસ થઈ ગઈ
એ હથેળી પછી કળશ થઈ ગઈ.

એ જ ઉજાગરાની સોબતમાં
છેવટે આંખ આ તમસ થઈ ગઈ.

એક-બે પાંદડાં થયાં સમૃદ્ધ
એક-બે ડાળખી વિવશ થઈ ગઈ.

ઊંઘમાં એક જણ બરાડ્યો કે
'આખી દુનિયા સરસ થઈ ગઈ!'

છે પરિણામ ફળ ન મળવાનું
એની શ્રદ્ધા હવે હવસ થઈ ગઈ.

## ક્યારે છોડશે મને / પ્રફુલ્લ રાવલ

લે, આંખ ખોલીને જોઈ લે
લોથલના અવશેષ જેવી મારી આ હસ્તરેખા.
છે ક્યાંય લપાઈ-છૂપાઈને બેઠેલી આવતી કાલ ?
જેના સહારે
હું મારા બંધ થવા જતાં શ્વાસને રોકી શકું.
આમ તો
આછો એવો ટહુકોય બસ છે મારા માટે
ને બસ છે એક અબોલ દૃષ્ટિ
પણ ક્યાં છે એ ?
વળીવળીને આ કોણ ટકોરા મારીમારી
ચકાસી રહ્યું છે નીંભાડામાંથી રાતું
થઈને આવેલું મારું માટલું!
કોણ તોલીતોલીને ઓછું કરી રહ્યું મને!
ભમ્મરિયા કૂવામાં ચકરાતો મારો પડછાયો
કયારે છોડશે મને ?

## સારું લાગે / છાયા ત્રિવેદી

દૂરથી થોડુંય આપો, સારું લાગે
હોય છતમાં એક ખાંપો, સારું લાગે.

પોતપોતાની જ લીટી ભૂંસવાની
કાપવું તો એવું કાપો, સારું લાગે!

હાથને ના થાય સાંકળની મથામણ
સ્હેજ ખુલ્લો હોય ઝાંપો, સારું લાગે.

ધોમધખતા સૂર્ય સામે ઓસ થૈને
દોસ્ત, છાતીસરસુ ચાંપો, સારું લાગે.

વૃક્ષ વાવી, કેટલાં ટહુકા ઉગાડ્યા ?
જિંદગીને એમ માપો, સારું લાગે.

## યંત્રવત / ચિરાગ ઝા 'ઝાઝી'

ડોકથી માત્ર એ હાલશે યંત્રવત,
બોલવું એમનું લાગશે યંત્રવત.

આપણી વાતનો સાર છે આટલો,
ક્યાંક એ અંતમાં આવશે યંત્રવત.

આંખનું કામ જ્યાં લાકડીથી થયું,
હાથ પણ પગ બની ચાલશે યંત્રવત.

જેટલો અનુભવી હોય છે નાખુદા,
એટલો એ પવન બાંધશે યંત્રવત.

ધ્યાનનું અવતરણ જો ગઝલમાં થયું,
શબ્દની શૂળને ભોંકશે યંત્રવત.

## એકરસ / મનીષ પાઠક 'શ્વેત'

વાવમાં પાણી નથી, તો લાગશે ક્યાંથી સરસ ?
એક-બે વાતો થશે, તો લાગશે એને તરસ.

જેટલાં કાઢ્યાં વરસ મેં એટલાં ક્યાં છે વરસ ?
એક ક્ષણ વિચારશો તો થાય જીવન એકરસ.

વારતા મારી અસરકારક રીતે ના થઈ રજૂ,
અર્થ એનો એ નથી, કે વાત મારી છે નિરસ.

કાલ તારા નામનો ઊગશે સૂરજ તું જોઈ લે,
રાખવાની સ્હેજ હિંમત, ને ભૂલાવી દે વરસ.

વૃક્ષ આજે બોલતું ન્હોતું, પડી મોડે ખબર,
કે પવનના હાથમાં આવી ગયો ગાંજો-ચરસ.

મ્હેલમાં શું આંસુથી પોતાં થયાં છે એટલે ?
લાલ જાજમથી ચમકતી તું છુપાવે છે ફરસ.

## પણ... / પ્રફુલ્લ રાવલ

કટાળો આવે છે
આંખ ખોલવાનો
ને
કટાળો આવે છે
આંખ ખોલ્યા પછી દેખાય તે જોવાનો.
ગઢના કાંગરા ખરે
તેમ ખરતું રહે છે બધું મારી અંદરથી
ટપક્ ટપક્ ટપકતી સ્મૃતિઓ છોરતી રહે છે મને.
થાય છે વાસી દઉં આંખને તાળું
ને
ખોલી નાખું મારી અંદરનું આકાશ
શોધી કાઢ્યું ખોવાયેલી જણસ
પણ....

## પકડાવવી પડશે / અનંત રાઠોડ 'અનંત'

ઉઘાડેછોગ ફરતી યાદને અટકાવવી પડશે,
ખૂણામાં લઈ જઈને વાત આ સમજાવવી પડશે.
બહુ મોટી થતી એ જાય છે દિવસે ને દિવસે તો
વ્યથાને કોઈ ઠેકાણે હવે પરણાવવી પડશે.
ઘણી વંઠેલ છે ને જીદ પવનને દેખવાની છે
દિવાની વાટને નાછૂટકે ખખડાવવી પડશે.
બતાવો બીક બાવાની છતાં સ્હેજે નથી ડરતી
હવે ઊંઘે નહીં તો આંખને ફટકારવી પડશે.
વિચારો આપના ઘરમાં પડ્યા છે ઢોળિયો ઢાળી
બધાને વાટ ઘરની આજ તો પકડાવવી પડશે.

## શબ્દ / મુકુન્દ પરીખ

પવન લહરી
વ્યોમ ઝબૂકતી વીજ
વર્ષાહેલી
ગાત્ર ઠારતી શીત
મહેકતી વસંત
સૃષ્ટિ સકલ જીવંત
સ્થિર આકાશ
એમના લયવિલય
પ્રસારે
અલૌકિક
શબ્દ
ચહુદિશ!
હા
શબ્દ!
તે કેવા
પ્રબુદ્ધ!
રચે સ્વયં પંક્તિઓ
વિસ્તારે દિવ્ય વાણી!
ને એમ
ખીલતી જાય
સરતી જાય
મારી
નવતર
કાવ્ય-સરવાણી...

### મારા ઉજાસને / કરસનદાસ લુહાર

શિક્ષા કરું શી મારા ગુનેગાર શ્વાસને?
ના પી શક્યા એ કોઈ ફૂલોની સુવાસને.

પગમાંથી ઉખેડ્યું તો એ નખમાં ઊગી ગયું,
નિર્મૂળ કરવા તોય મથું છું હું ઘાસને.

ઝાંખી પડી ગયેલ દિશાઓને ધોળવા
વાતાવરણ લઈ ગયું મારા ઉજાસને.

નિર્વસ્ત્ર લાશ પર નર્યું ઝાકળનું આવરણ
જોઈને ફૂટતાં રહ્યાં કાલાં કપાસને!

ઝણહળતા કોઈ શ્વાસ બૂઝાઈ ગયા છતાં
અન્ધારનું ન ભાન થયું આસપાસને!

એના ઉપર ઊગ્યું છે એક જળનું ઝાડવું,
દાટી દીધી મેં રેતમાં જ્યાં મારી પ્યાસને.

### હાંફે ચઢેલા છે / અનંત રાઠોડ 'અનંત'

કદી પલળી ગ઼યા છે તો કદી દાઝી ગયેલા છે,
નથી હું જાણતો કે ટેરવાં કોને અડેલાં છે?

દિવસભર મૂછને વળ દઈ બધે રખડ્યા કરે છે એ
નમાઈ આંખનાં સપનાં બધાં માથે પડેલાં છે.

કયા મોઢે કહે છે તું કે ઘર હમણાં જ ખાલી કર-
ઉદાસી! યાદ છે ? મેં કેટલા હપ્તા ભરેલા છે?

તરસના ઝુંડને હું ઘરવટો આપું તો કઈ રીતે?*
ઘણાં વર્ષોથી મારે ત્યાં જ એ મોટાં થયેલાં છે.

કઈ તરકીબથી ચરણો હું એના ઘર સુધી લઈ જઉં?
બધા રસ્તા નગરમાં ક્યારના હાંફે ચઢેલા છે!

(* તરસના ઝૂંડને મૃગજલવટો આપી નથી શકતો.
ડૉ. નીરજ મહેતા)

### છમ્મલીલો કેફ / કરસનદાસ લુહાર

ગૂમ થયો પડછાયો જડવો જોઈએ,
એટલો અજવાસ પડવો જોઈએ.

સાવ ઝાંખો થઈ ગયેલો જાત પર,
રંગ એ પાછો ઊઘડવો જોઈએ.

ખૂબ મોડું ઘેર આવ્યું સાંજના,
નીડ પંખીથી ઝગડવો જોઈએ.

દોડશે ખળખળ હિમાળુ ડુંગરા;
સૂર્ય કેરો તાપ પડવો જોઈએ.

ગટગટાવીને પીધાં છે ઝાડવાં,
છમ્મલીલો કેફ ચડવો જોઈએ.

ઝંખતું વાતાવરણ સૂનકારનું;
શ્વાસ એકાદો ખખડવો જોઈએ.

જો અહમ્ ઊગી ગયો બાવળ બની;
મૂળ સોતો એ ઊખડવો જોઈએ.

ફૂલડાંઓ કોઈ દિ' શાપે નહીં
વંશ કાંટાનો ઉજડવો જોઈએ.

સાવ સુકાઈ ગયા ખાબોચિયે,
લો, હવે તડકો તરડવો જોઈએ.

## નહીં ફાવે અલા / શ્યામ ઠાકોર

સમજ્યા વગર કૈં સાંધવું અમને નહીં ફાવે અલા,
ઝબલું હવાનું સીવવું અમને નહીં ફાવે અલા.

ઊભો રહું તો હાથ ખેંચી લ્હેરખી બોલી પડે :
તારા વગર તો ચાલવું અમને નહીં ફાવે અલા.

સમજાવ તું એ ચાંદને ઊગે અહીંયાં પાસમાં,
ક્ષણક્ષણ ઝરૂખે ઝાંખવું અમને નહીં ફાવે અલા.

લે ડૂબકી મારી જ લેવા દે હવે તું જળ મહીં,
આ જળકમળવત જીવવું અમને નહીં ફાવે અલા.

દશ-દશ દિશાઓ સાંભળે તો હું કહું મારી ગઝલ,
બ્હેરી જગા પર બોલવું અમને નહીં ફાવે અલા.

## જીવા / રાકેશ હાંસલિયા

સાવ તૂટેલ ખાટ છે, જીવા;
તોય કોને ઉચાટ છે, 'જીવા!

તારા હાથે જ બે'ક શબ્દો લખ,
સાવ કોરું લલાટ છે, જીવા.

એકલા કાંકરાનું શું આવે ?
આજ તો ખાલી માટ છે, જીવા.

યત્ન પેટાવવાના રે'વા દે,
દીવડીમાં ક્યાં વાટ છે, જીવા ?

રક્તમાં છેક એના સૉળ ઊઠે,
કાળની આ થપાટ છે, જીવા.

એનાથી અછતું ના રહે કાંઈ,
દૃષ્ટિ એની વિરાટ છે જીવા.

## ઢળશે નહીં / શ્યામ ઠાકોર

સ્પર્શ નમણો થાય તો પણ સ્હેજ સળવળશે નહીં,
પથ્થરોની જાત છે ક્યારેય ઓગળશે નહીં.

આજ પાછો ઊંબરે તેં દીવડો મૂક્યો નથી,
આજ પાછી રાત અંદરબ્હાર ઝળહળશે નહીં.

રાહ જોતો આ કિનારો એટલું સમજે નહીં,
વ્હાણ જે ડૂબી ગયાં પાછાં કદી વળશે નહીં.

લાખ હૈયાધારણો આપ્યા પછી શું ખાતરી
છાકટો થૈ વાયરો આ મ્હેકને છળશે નહીં ?

છે હજી પણ સૂર્યનો અજવાસ છે આકાશમાં,
એટલે એવું નથી કે સાંજ આ ઢળશે નહીં.

## ધુમાડા હતા / મનીષ પાઠક 'શ્વેત'

વાતમાં રાણી અને રાજા હતાં,
એ સમય તો બઉ અમે નાનાં હતાં.

દૃશ્ય રણનું દોરતાં પ્હેલાં અમે,
એ પવનને જાણ કરવાનાં હતાં.

ના જવાયું પાછું તો રડતી રહી,
એટલે દરિયાનાં જળ ખારાં હતાં.

એ બગીચાને ઘણું કે'વું હતું,
પણ ફૂલોના હોઠ બીડાયા હતા.

વાદળોમાં આગ લાગી એટલે,
આભના આંગણમાં ધુમાડા હતા.

## નદિયાઁ ધીરે બહો... / લલિત ત્રિવેદી

મોરે સૈયાજી ઉતરેંગે પાર રે નદિયાઁ! ધીરે બહો...
સૈયા ઊતરીને કરશે ઝોકાર રે ઉમરિયાઁ! ધીરે બહો...

જાણું ન પાર હું જાણું ન તાર... હું તો જાણું રે એક જ ત્હેવાર
મારી પલપલ છે સોળે અવતાર રે સદિયાઁ! ધીરે બહો..

ઓમથી જોઉં કે આમથી જોઉં એને પૂરો રે કેમથી હું જોઉં
મારે સૈયાને જોવો અપાર રે નજરિયાં! ધીરે બહો...

મારો સૈયાજી કમ્મળનું ફૂલ અને હું તો જી ઝાકળનું કુળ
જીવી જાવા દે ભીનો ખુમાર રે સૂરજિયા! ધીરે બહો...

ઊડ્યા લીરા ને ઊડ્યા ગુલાલા જી હમણાં થૈ રજરજ નિહાલ...
હજી હમણાં પધાર્યાં મોજાર રે સાંવરિયા! ધીરે બહો

(સ્મરણ ઋણ : ફિલ્મ 'ઉડન ખટોલા'નું લતાજીએ ગાયેલું ગીત)

## તોફાન છે / ભાવેશ ભટ્ટ

પગલે-પગલે શ્વાસનાં તોફાન છે
ક્રૉસ પર રહેવું બહુ આસાન છે.

તોય કાયમ જંગ હું જીતી ગયો!
આમ મારા મ્યાનમાં પણ મ્યાન છે.

કોઈની વિદાયથી આવું બને?
બહુ દિવસથી બારણાં બે-ભાન છે.

જે બચ્યું છે, ના બચ્યા જેવું જ છે,
આંખ છે તો આંખમાં સમશાન છે.

જો ગણો તો એટલાં લોકો નથી,
જેટલાં વસ્તીમાં આગેવાન છે!

માંગશો જો રોટલો, આપી દઈશ,
પણ તમારી થાળીમાં પકવાન છે!

## વિચાર / કુરંગ મહેતા

હું રોજ મારો એક વિચાર વહેતો મૂકું છું,
સ્વીકાર-અસ્વીકાર જેવી કોઈ પણ શરતો વિના.

મન થાય ત્યારે હું પોતે કેનવાસ લઈને નીકળી પડું છું,
ઘરોમાં, ગલીઓમાં, રસ્તા પર કે જ્યાં ક્યાંય પણ...
રહેતાં, રડતાં, શૂન્યમાં જીવતાં લોકોએ વહેતું મૂકેલું કંઈ પણ ઝીલવા.

મોટે ભાગે મને ક્યાંય કશું જ મળતું નથી,
જે નરી આંખે દેખાય છે એને પણ કદાચ હું ઝીલી શકતો નથી.
રાત્રે જ્યારે બધું સમેટીને પાછો આવતો હોઉં છું
ત્યારે મારો જ વિચાર મને રસ્તા પર ક્યાંક
અધમરી હાલતમાં તરફડતો મળી આવે છે.
પણ હું નિરાશ થતો નથી.

મરા એ જ તરછોડાયેલા વિચારને હું
સાફ કરી, સંકેલીને મૂકી દઉં છું...
મારી ડાયરીમાં...

## ઓછા પડે છે / આશિત હૈદરાબાદી

ન જાણે ક્યા લોકમાં જઈ ચડે છે,
આ મન તો નવી રોજ મૂરત ઘડે છે!

નજર દર્શનાતુર તરસતી રહી છે,
હટાવી દો વચ્ચેથી પડદો નડે છે!

દીઠી એક જ્યોતિ, કરું કેમ વર્ણન,
હવે તો આ શબ્દોય ઓછા પડે છે!

તને મંદિરોમાં મેં સાક્ષાત ભાળ્યો.
સદા પુષ્પમાળા ને તુલસી ચડે છે!

ફક્ત હાથ જોડીને 'આશિત' ઊભો છે,
ન પૂજા સ્તવન, આરતી આવડે છે!

## બે ગઝલ / સાહિલ

### ૧. ગઝલ

છડેચોક જીવ્યાં છીએ ગામ વચ્ચે - નજરકેદની વાત અમને ન પૂછો,
નકામો પીડામાં વધારો થશે. જામે-જમશેદની વાત અમને ન પૂછો.

ત્વચા નીચે પીળાશનાં પગલાં જોયાં. ઢળ્યું ઢીમ લોહીમાં કાળા સૂરજનું,
બુકાની હવે છોડવા બેઠા છીએ - કોઈ ભેદની વાત અમને ન પૂછો.

સતત વેદનાનાં પડળો ઉખેળ્યાં - સતત લાગણીના સરોવર વહાવ્યાં,
અમે તો ખુશીની મરણનોંધ છીએ - તમે ખેદની વાત અમને ન પૂછો.

પળેપળ રહ્યાં તૂટતાં બસ કરમથી - પળેપળ રહ્યાં છૂટતાં બસ ભરમથી,
શબદથી પનારો જનમી રહ્યો છે - છતાં વેદની વાત અમને ન પૂછો.

દીવાલો સુરાલયની કહેશે સુપેરે - ચહેરા નીચેના ચહેરાની વાતો
અમારો એક મોભો સુરાલયમાં છે જાહેદની વાત અમને ન પૂછો.

અમે જળના ખોળા મહીં જન્મ પામ્ય ઘવાતા રહ્યા તોય તીરે તરસનાં.
નરી ચાયણી જેવો અવતાર હોવા છતાં વેદની વાત અમને ન પૂછો.

ગણી કયાં શક્યો છે હજી ખુદનાં બિંબો છતાં ન્યાય તોળાય એની જુબાની,
નથી જેને 'સાહિલ' સ્વયંનો પરિચય એ સાહેદની વાત અમને ન પૂછો.

### ૨. ગઝલ

સાવ દેખાવે સરળ માણસ હતો
વાત કીધી તો અકળ માણસ હતો.

શું ખબર કયા કારણે આખર સુધી
કેટલો આકળ વિકળ માણસ હતો.

ક્યાંક એ પાષાણના પિતરાઈ સમ,
ક્યાંક તો નખશિખ સજળ માણલ હતો.

શક્ય છે તેથી જ સમજાતો ન હો
આભ જેવું ખુલ્લું છળ માણસ હતો.

સાવ નિષ્ફળ એને ના સમજો તમે
ઝેર પીવામાં સફળ માણસ હતો.

હળવી ફૂંકે ક્યાંથી ક્યાં જાયે ઊંડી
પ્રકૃતિયે શું સબળ માણસ હતો!

હોય મઝધારે કિનારે ક્યાંય પણ
ચારે બાજુની વમળ માણસ હતો.

## મન / કિરીટ ગોસ્વામી

વાતે વાતે મો'યું મન...
ને આખર તો રોયું મન!

તાર મળ્યો નહિ ભીતરનો;
બીજે સઘળે પ્રોયું મન!

અંધેરી ઇચ્છા-નગરીઃ
ડગલે-પગલે ખોયું મન!

ગંગામાં શું ન્હાય પછી?
પસ્તાવાથી ધોયું મન!

સાધાઓ, બસ, થૈ સાવધ...
ઝીણી નજરે જોયું મન!

## એવું બને / રાકેશ હાંસલિયા

બુંદના ભારે નમે એવું બને,
પાંદડું હેલી ખમે એવું બને.

કોઈ એકાકી રમે આરંભમાં,
એ રમત દુનિયા રમે એવું બને.

ખીણની સાથે શિખર વાતો કરે,
પ્હાડ મનમાં સમસમે એવું બને.

મૌનમાં ડૂબી ગઈ હો વાત જે,
એના પડઘા ના શમે એવું બને.

સૂર્ય જેવો સૂર્ય પણ સંજોગવશ,
ભરબપોરે આથમે એવું બને.

કોઈ શેરી સાંજ લગ સૂમસામ હોય,
રાત આખી ધમધમે એવું બને.

## ધરમ છે / હરીશ પંડ્યા

અમે સાચવ્યો માનવીનો ધરમ છે,
જુઓ પારદર્શક અમારાં કરમ છે.

થતું જોઈ ખોટું ઉરે દર્દ જાગે,
નયનમાં અમારાં જ એથી શરમ છે.

ફળે સ્વપ્ન સઘળાં વિના યત્ન એનાં,
સદા રાખતાં એમ જૂઠો ભરમ છે.

તમે મૌન પાળો ન માહોલ બગડે,
અહીં આજ સૌનાં મગજ તો ગરમ છે.

કહો જિંદગીનો ફકત સાર શું છે?
ગયા કાલ, આવ્યા ફરી એ મરમ છે.

## મન ઠારવું છે / હરીશ પંડ્યા

સંકટો આવે ભલે, ના હારવું છે,
એક સપનું રોજ તો શણગારવું છે.

એ કદી બળતું રહે જો છળ થકી,
ઉપવને જઈ બે ઘડી મન ઠારવું છે.

હોય રણ કે બીડ એમાં ના ફરક છે,
ગીત-ટૌકા ને ઝરણને ધારવું છે.

કલ્પનામાં મન સતત ડૂબ્યું રહે છે,
ના-સમજને બસ હવે તો વારવું છે.

આ ચરણ અટકે કદી ના અડચણોથી,
દર્દ જીવનમાં મળે એ સારવું છે.

## હું શું કરું? / પ્રીતમ લખલાણી

ઝરમર ઝરમર
વરસતા આભને જોઈને
અમસ્તી
બારી ખોલું છું
અને પછી ઘડીક માટે
વિચારોના વંટોળે ચઢી જાઉં છું...

શું કરું?
બસ, ફક્ત અહીંથી ઊભીને
પેલા મન મૂકીને વરસતા
આભને નિરખ્યા કરું કે પછી
હડી કાઢતો હાર દોડી જાઉં...

પણ મને દ્વિધામાં જોઈને
મારા વિચારો પર
ખડખડાટ હસતું
કંઈ પણ વિચાર કર્યા વગર.
બસ, બારીને ઘાડી જોઈ
ગઈ કાલ સાંજથી
ટૂંટિયું વળીને પડેલું ઘર
દોડી ગયું
હરખઘેલા
આભ સંગે
છબછબિયાં કરવા!

## ઊઠ્યો! / પ્રીતમ લખલાણી

ટગલી ડાળેથી
ટપ...ટપ..ટપકતાં
ઝાકળને ઝીલવાં
આળસ મરડતી
મોગરાની કળીએ
હોઠ ખોલ્યા!
ને
અંધકારના કોશેટામાં
ટૂંટિયું વળીને પડેલા
ભમરાએ ચુંબન કરવા
પાંખ ફફડાવી.
આ જોઈ
વાદળવચ્ચે
બગાસાં ખાતો
સૂર્ય
ઝળઝળી ઊઠ્યો!

## માણસ નામની વ્યથાને... / પ્રીતમ લખલાણી..

હે ઈશ્વર!
જો તેં મને ફક્ત એકાદ વાર સ્વપ્નમાં
પણ આવીને આ વાત કરી હોત કે
જીવનની અપૂર્ણતામાં
માણસે
કારણ વિના કેટલું બધું
ખોઈ દીધું છે,
તો હું
રોજ આંખોમાં આવીને
અટકી જતાં આ આંસુઓના દીવા સામે
રુદ્રાક્ષની માળા ફેરવતા
જીવતરના ચાકડે પરિપક્વ થવાની વાતોને
મારી ઉદાસીથી ક્યાંય દૂર ફગાવી દેત
અને પછી કોઈ
એકાદ ઢળતી સાંજે
ડેલીએ ટમટમતા દીવાના અજવાળે
રોજ ચૂપચાપ ઉંબરેથી
પાછાં વળી જતાં પગલાંની સાક્ષીએ
ગમતા કોઈ ગીતની પંક્તિને
મનભરીને ગણગણતાં...
હાથપગ વિનાના અપંગ બાળક સમી
લાચાર ચિંતાને ક્યાંય દૂર હડસેલીને
જીવતરની ડાળે
જ્યાં લગી એકાદ લીલું પાન ફરફરતું હશે
ત્યાં સુધી તો ચૈત્રની ડમરી જેવી
અસ્તિત્વના ઓછાયે દટાયેલ
માણસ નામની વ્યથાને
ઊર્ધ્વગામી કરવા
આ હાથમાં કલમ લઈ
ચૂપચાપ ચાલી નીકળીશ
શ્વેત કોરા કાગળ તરફ....

## કોઈ રસ્તો / પરાજિત ડાભી

કોઈ રસ્તો જાય ના આગળ હવે,
છે દીવાલો કેટલી સમથળ હવે!

નીર મારી પ્યાસના બુઝાવશે,
એક ખોબો પાઈ દે મૃગજળ હવે!

એક પંક્તિ પણ લખી દે તું અગર,
તો હૃદયને હું કરું કાગળ હવે!

બાષ્પ થઈને જે નદી ઊડી ગઈ,
એ બની વરસી જશે વાદળ હવે.

હાથને લકવો થયો બસ એ પછી,
યાદ આવે લેખણી હરપળ હવે.

## શૈશવ / જિજ્ઞા મહેતા

મારા સ્મરણમાં આવતું
રેતીના ઢગ જેવું, શૈશવ
ખૂંપી ગયેલા પગ,
ઉપર ભીની રેત
રેતીનું ઘર
શંખ, છીપલાં, પત્થર
વરસાદમાં ન્હાવું
કાગળની હોડી...
આજે
રેતી-કપચીના બનેલા
મહાકાય ફ્લૅટના
બંધ બારણામાં
દીકરીના પુસ્તકમાં
'રેતી' શબ્દ
નીચેની અંડરલાઇન....

## સંવેદના / રાધિકા પટેલ

મારે ખુલ્લા આકાશમાં ઊડવું છે,
મારે પતંગ નહીં, પંખી બનવું છે.
મને બાંધી રાખવા તું
દોરી નહીં માળો બાંધ...

મારે લહેરો સાથે ઊછળવું છે
મારે તરવું છે,
તરતા રહેવું છે
મારે પરપોટો નહીં માછલી બનવું છે.
મને પકડવા તું દરિયા જેવડી જાળી રાખ.

મારે ફૂલ બની ખીલવું છે.
ડાળી પર ઝૂલવું છે.
પણ હું અત્યંત સંવેદનશીલ છું.
ગમે ત્યારે ખરી પડું...
મારે માટે તું ધૂળનો ખોળો બિછાવી રાખ....

## છે ફૂલની / જિજ્ઞા ત્રિવેદી

ઝાકળ નથી એ ઝંખના છે ફૂલની,
કેવી કલાત્મક કલ્પના છે ફૂલની!

કંટક સમા છે, દોસ્ત! દુનિયામાં ઘણા,
સમજાય તો એ વ્યંજના છે ફૂલની.
રહેવું પ્રફુલ્લિત સંકટોમાં પણ સદા,
લ્યો, માત્ર એવી પ્રાર્થના છે ફૂલની.
ફોરમ મળી ખુદને, મળે એ અન્યને,
બસ એટલી અભ્યર્થના છે ફૂલની.
ટહુકો ખરે એ ડાળ પર ખીલે તરત,
કેવી સહજ સંવેદના છે ફૂલની!

## જિંદગી / જ્યોત્સ્ના ય. ત્રિવેદી

હે પ્રભુ!
તેં મને વસંતનાં સ્વપ્ન-પુષ્પો કે
આષાઢની કુંવારી વર્ષાધારા જેવી જિંદગી આપી!
અને શિશુ સ્તનપાન કરતાં માતાને વળગી પડે
તેમ હું પણ આલિંગી ગઈ જિંદગીને!

તું તો મને જિંદગીની સોગાદ આપીને ચાલી ગયો અવકાશમાં
અને હું તારાથી જ વિસ્મૃત થઈ
ગૂંથાઈ ગઈ નિયતિનાં આશ્ચર્યોથી વસુંધરાના પ્રેમમાં
અર્ધસત્ય અને અર્ધ સંભ્રમમાં વર્ષો વ્યતિત થવાં લાગ્યાં

આંબાનાં વૃક્ષો પર મેના પોપટના સંવાદો
આંગણામાં ચણવા આવતી ચકલીઓ જેવો
શતાબ્દીઓનો કિલબિલાટ...
આંગણે શ્રદ્ધા જેવા ફૂલછોડ પર ખીલતાં પારિજાતનાં ફૂલોની
દશે દિશાઓમાં મહેકતી સુગંધ...

નાળિયેરીનાં પર્ણો પર સ્વપ્ન જેમ હીંચકતો પૂનમનો ચંદ્ર
હજીયે પોરબંદરની સાંજ પર અકબંધ પડેલી દાદાની પાઘડી
દાદીમાની વાર્તાઓ જેમ સાંધ્યસમે રમવા આવતી સખીઓ
અને
ગઈકાલે પપ્પાની સાઇકલ પરથી ન ઊતરવા જિદ્દ કરતું શૈશવ
ગંગામાં તરતા દીપકો જેમ મેં જિંદગીની આંગળીને
શ્રદ્ધાપૂર્વક પકડી લીધી!
રાત્રે ડોલતાં નાળિયેરીનાં પર્ણોની મર્મર સાંભળવા માંડી
સ્વપ્ન-નિર્ઝરનાં ખળખળતાં જળમાં ઝાંખો ચહેરો જોવા લાગી

પ્રેમ અને વિરહના અર્થો ડિક્ષનેરીને બદલે
પરોઢનાં પુષ્પો અને રાત્રિના શૃંગાર-દર્પણોમાં શોધવા લાગી
અને
એય ખબર રહી નહીં કે
સ્મૃતિ અને વિસ્મૃતિની છેકભૂંસમાં ક્યારે
જિંદગી....!

## ઝાંખપ જણવા બારામાં / પ્રાણજીવન મહેતા

અખર બખર જો વીણતા ઝાંખપ નડતર થાય
ડગમગ ડગ પગ માંડતા કેમ શબદ લગ જવાય?

અરથી બધા શા કામના? (અવ) લખવા બેસો
હાથપગ ભલે (હો) પાંગળા (તોર) વૈકુંઠ વહે વાણ.

અતર બતંર શા કામનાં? લખ અવ તું મોકાણ
આ અંધારું સાંધવા સોય પરોવ તું દોર.
ઝાંખપ ઝાંખપ કાં કરો? પણ ઝાંખપ શું જોય?
હાવાં વળગણ પેટવો (જ્યાં) હાય બળતરા હોય.
અરથ થઈ ઊડે કાગડા, ચૂંથે વ્યર્થ તમામ
ઘટમાં બોળી જાતને, ઘૂંટ અરથને આમ.
અરથ વગરની આવ-જા આયખું છે ઊઠ બેસ
વ્યર્થ વાતો આપણી (જ્યાં) લાગે અનરથ ઠેસ.

## સમાતું જાય છે.../ 'વિવશ' પરમાર

મન મહીં જે કૈં રચાતું જાય છે,
શબ્દમાં એ ગોઠવાતું જાય છે.

કોણ છે, જે સાવ મારી પાસ છે?
કોણ મારાથી દુભાતું જાય છે?

પથ્થરો જેવું થયું છે કાળજું,
છાતીમાં તેથી દુખાતું જાય છે.

કોઈ પંખીના મધુર ટહુકા સમું,
વૃક્ષ માળામાં સમાતું જાય છે.

એ અલગ છે હું નથી વાંચી શક્યો,
આંસુથી હમણાં લખાતું જાય છે.

## કોને મળે? / 'વિવશ' પરમાર

છાંયડાની બાતમી કોને મળે?
સૂર્ય સાંજે આથમી, કોને મળે?

ફૂલ-ઝાકળની જ વચ્ચે થીજતો;
શ્વાસ મારો સમસમી કોને મળે?

કોઈ પડઘાપાર તું ઊભી હશે,
ચીસ મારી કારમી કોને મળે?

ચોતરફ ઉષ્મા સતત ફેલાવતો
આ હૂંફાળો આદમી કોને મળે?

દોસ્ત, ક્ષિતિજો પાર કોનું ઘર હશે?
સ્પર્શ એનો રેશમી કોને મળે?

## કાળ-ભાળના દૂહા / પ્રાણજીવન મહેતા

કાગળ પર છળ કોતરી જોવા બેસો કાળ
હવે જોનર જાતને (તું) પોત પરખ, ભાળ

મરદ તણાં લખ મરશિયાં ગા તું ગરિમા ગીત
જતર-મંતર આયખું ભડભડ બળતી ઝાળ.

તું ભાળ જરી ભીતરે ખળખળ થાતી જાત
સાંભળ સુણ કાન દઈ સમજ ખરો પ્રપાત.

બેસ સુણવા સાસુને સામે બેસી આમ
સમય વીતે તું લાધશે, હા, કહું તને તમામ-

સુખદુઃખ દર્દ ભાંગવા (હવે) લાંગણ ગણવા બેસ
લાંગણ ખૂટે શું થયું? (બસ) લે તું માંગણ વેશ.

ગુંગા મૂંગા આપણે તે સાંભળ (ને) સુણ સાચ
માંગણ વેશે માંગવું (ને) ગણવા બેસ તું ગાત.

પાકટ પીડા જાણ હવે જણતર ભાર ન રાખ
કથ કડવી કથની હવે વય વેતર વા સાંધ.

## ઝાકળબિંદુ / દક્ષા સંઘવી

ઓ ચળકતા ઝાકળબિંદુ સૂરજ કરે સલામ
પાંદડીઓનાં પાને પાને લખતો તારું નામ.

તું મલકાતું તં છલકાતું રગરગ નેહનીતરતું
ઝાડઝાડ જઈ, પાનપાન થઈ, વનવનમાં વિસ્તરતું
મસ્ત હવામાં વહેતા મૂકે મહેકંતા પયગામ.

આમ જુઓ તો ધરતી પર તું પળભરનું મહેમાન
કળી કળી પર બુંદબુંદથી રેલે મીઠી તાન
ઝરમર ઝીણાં ઝળઝળ ઝબકે તારા દોર દમામ.

આ આવ્યું આ ઊડી જાશે સ્મરણ ઘેલી રાતો
તૃણ તણી લીલી પાતી પર લખતો છાની વાતો
જંગલ તરસે : કયારે થાશે તારા તરલ મુકામ!

## મકરસંક્રાન્તિ / રાધિકા પટેલ

આજે મકરસંક્રાન્તિ.
આ સર્યને જોઈને મને થાય છે કે
લાવ, હું પણ દિશા બદલી જોઉં.
મારા પ્રભાવ નીચે દબાયેલા
આ મારા જ બાર-બાર ગ્રહોની
દશા અને દિશા બદલાય છે કે કેમ
એ જોવા માટે....!

## કોઈ આવશે? / જગતમિત્ર

બર્ફ આ ભડકે બળે, કોઈ ઠારનારું આવશે?
વાદળી તરસે મરે, જળ આપનારું આવશે?

એકડા આગળ હું તો મીંડાં વધાર્યે જાઉં છું,
કોઈ તાળો ના મળે, ઉકેલનારું આવશે?

કૈંક યુગોથી ઊગ્યું છે આભમાં જે વૃક્ષ, એ
સૂર્યના છાંયા તળે કોઈ બેસનારું આવશે?

મેં મને અંદર પૂરીને ખોઈ નાખી ચાવીઓ,
કેમ તાળું ઊઘડે? કોઈ કાનારું આવશે?

હું બરફની ઉષ્ણતામાં કેદ છું, પણ ખુશ છું,
સૂર્ય થૈ કોઈ આ પળે પીગળાવનારું આવશે?

## હતા / રાકેશ હાંસલિયા

પ્યાસના આવેગથી ક્યાં પર હતા,
સિંધુના કાંઠે ભલેને ઘર હતા!

કૈંક કહેવું'તું ઘણાં વર્ષો પછી,
એ ક્ષણે સામે ફકત પથ્થર હતા!

છીપના અવશેષ પણ ક્યાંથી મળે
રણ હવે છે, જ્યાં કદી સરવર હતાં.

તોય કાં રડતો રહ્યો આ ઓરડો?
આંગણે ઊભા ઘણા અવસર હતા.

ઓટ કયારેય આવવા દીધી નહીં,
પ્રશ્ન તો 'રાકેશ'ને સત્તર હતા.

**અનાવૃતા / રીતા ત્રિવેદી**

નમતી સાંજે
ગલીના સાવ છેવાડે
ગુલાબ આપવા
લંબાયેલો તારો હાથ
મને હજુય યાદ છે.
કેવા
લહેરાઈ ઊઠેલાં ગુલાબો
ત્યારે
આપણા ગાલો ઉપર!
સરતા સમયની સાથે
સમ્બન્ધો પણ
સરતા જ રહ્યા
રેશમી વસ્ત્રોની જેમ.
હવે
અનાવૃતા એવી હું
ઊભી છું
તારો એ હાથ
શોધતી
અશ્વત્થામાની જેમ.

**વરસાદ / રીતા ત્રિવેદી**

સાતો સાત
પડને
વીંધીને
તળિયે પહોંચેલી
મારી વેદનાને
ઠારવા મથતી
હતી
ને અચાનક
મારી
બારીએ
તું ડોકાયો.
સુગંધી હવાઓ
તારી આલબેલ
પોકારતી
ધસી આવી.
વેદનાનાં વાદળો
જાણે ધૂળધૂળ!
ને
તારા સજીવ સ્પર્શે
મહેકી ઊઠી
હું
ધરતી સમી.

**એટલે હાર્યા/ જિજ્ઞા ત્રિવેદી**

પછાડી અન્યને આગળ થયાં ના એટલે હાર્યા,
પચાવી હારને બસ એટલે સંજોગ સૌ થાક્યા.

વ્યથા કે વેદનાના તાપની સ્હેજે અસર ના થઈ,
ધધકતા શબ્દના અંગારથી જો કેટલું દાઝ્યા!

સુમન જેવું જ કંટક પર અમોએ હેત રાખ્યું'તું,
છતાં નાજુક હૃદયના રાહ પર એ કેટલા વાગ્યા!

દુશાસન થઈ સતત સંજોગ જેને ખેંચતા લાગે,
મુલાયમ શ્વાસના એ વસ્ત્ર તો સ્હેજે નથી ફાટ્યાં!

વળી પ્રત્યેક ઠોકરથી નવું શીખ્યા સદા તેથી
જુઓ આ જિન્દગીના માર્ગ આડે પથ્થરો રાખ્યા.

**તને! / મેહુલ એ. ભટ્ટ**

જિંદગી ક્યાં હારવા દેશે તને,
જો હજી તો કૈંક ઘા દેશે તને!

ઇંચ વધ તો ફૂટ કાપી નાખશે,
એમ ક્યાં ઊંચો થવા દેશે તને!

લાખ ટુકડાઓ કરી દે સ્વપ્નના
ને પછી એ જોડવા દેશે તને!

ભાગ્ય છે તાળા વગરના બૉક્ષમાં,
પણ એ ક્યારે ખોલવા દેશે તને!

નર્ક આનાથી વધું સારું હશે જ,
ત્યાં તરત પણ ક્યાં જવા દેશે તને!

સત્ય પણ ગમતું જ સૌ સ્વીકારશે,
સત્ય પણ ક્યાં બોલવા દેશે તને!

હા, સમય ઉપચાર છે હર દર્દનો,
પછી જગત ક્યાં ભૂલવા દેશે તને!

## સવાર થીજી ગઈ / પ્રવીણ પટેલ 'શશી'

ફૂલની ફોરમે
આજે મારા ફળિયામાં
ફરવાનું બંધ રાખ્યું.
ગામના પાદરે
ગોપાલકની વાંસળીથી ઊઠતો
વહેલી સવારનો મધુર નાદ
આજે કાને ન પડ્યો.
કાયમ ફૂંકાયા કરતો પવન
આજે પલાંઠી વાળીને બેઠો રહ્યો.
વૃક્ષની ડાળખીએ
આજે રાખી લીધી અદબ!
બાની આંખોનું વાતાયન
રહી ગયું આજે આખેઆખું ખુલ્લું.
આ અણચિંતવ્યો પલટો
મને સમજાય તે પહેલાં જ
બાની ખબર કાઢવા આવેલા
મામાએ
મને છાતી સરસો લઈને
ધ્રૂજતાં સાદે કહ્યું,
'દીકરા!
આપણી સવાર થીજી ગઈ.'

## પલકાવને તું / સૉલિડ મહેતા

પાંપણો પલકાવને તું,
હોઠને હરખાવને તું.

ક્યાં લગી પંપાળવાની
કોઈ જૂના ઘાવને તું?

અંગનો છે આ તકાજો
આવવા દે તાવને તું.

ઊઠશે મનમાં તરંગો
જો નદી કે નાવને તું.

પાંગરીશું આપણે પણ
બીજ જેવું વાવને તું.

એક સૉલિડ નામ સાચે
શ્વાસને સરખાવને તું.

## થાય છે તું / સૉલિડ મહેતા

રોજ મીરાં થાય છે તું
ચૉકમાં ચર્ચાય છે તું.

મીણ માફક ઓગળીને
રાતભર રેલાય છે તું.

સાત દરિયા પાર કરવા
સામટી વીંઝાય છે તું.

કલ્પના ઘેઘૂર થઈ ગઈ,
શું છલોછલ પાય છે તું!

હું ગઝલ જો ગણગણું તો
કેમ ઝબકી જાય છે તું?

લોક મનથી એમ માને
રંક સૉલિડ રાય છે તું.

## બ્લૅક હોલ / કુરંગ મહેતા

'એ મૃત્યુ પામી છે...'
શબ્દો સંભળાયા ને હું ઊંઘમાંથી ઝબકીને જાગી ગયો...
કાન બંધ કરી, એના મૃત્યુને પડઘાવતાં તમામ પરિબળોને અવગણી,
હું સીધો અરીસા તરફ દોડી ગયો...
ને બે આંખ, એક નાક, બે કાનવાળા મારા માનવીય ચહેરાને જોતો ઊભો રહી ગયો.

કંઈ જ અ જગતું ન હતું... ન મારા ચહેરામાં કે ન પસાર થતાં વર્તમાનમાં.
બધું ગઈકાલની જેમ જ નિયત ક્રમ પ્રમાણે ચાલી રહ્યું હતું.
છતાં કંઈક મૂંઝવતું હતું મને.
એકાએક મારું ધ્યાન ગયું, મૃત્યુની વાત સાંભળીને પહોળી થયેલી મારી આંખો પર...
જે કેમેય કરી બંધ થતી ન હતી.

હું ગભરાયો...
ચહેરાને અરીસાની નજીક લઈ જઈ જોયું તો દેખાયું કે
આંખની અંદર કેટલાય ઘવાયેલા નગ્ન મૃતદેહો જાણે કૃત્રિમ ઉપગ્રહોની જેમ તરી રહ્યા છે..
ને મારી કાળીધુમ્મ કીકીમાંથી ઊપસી આવેલા
ઑક્ટોપસ જેવા અનેક હાથ,
મચ્છર જેવી લાંબી ચાંચો,
ને વીંછી જેવા તીક્ષ્ણ દંશો...
એક પછી એક એ મૃતદેહોને ચૂંટતા જાય છે...
ફૂટતાં જાય છે...
ગળતાં જાય છે...
શું આખરે આમ જ લુપ્ત થઈ જશે આખી માનવપ્રજાતિ મારી આ નાનકડી કીકીમાં?

## પાછળ પડી છે / મનીષ પાઠક 'શ્વેત'

બાળપણની વારતા ઘરડી બની છે,
ચાલવાની લાકડી તમને મળી છે?

પગ પછાડી એટલે ઊભો થયો છું,
રાહ જોવામાં પ્રભુ ખાલી ચડી છે.

કાંકરીચાળો કર્યો ત્યારે ખબર થઈ
કે તળિયામાં તિરાડો તો ઘણી છે.

રાજીખુશીથી ખુશી આવી નથી, પણ
છૂટકો ન્હોતો એટલે પાછી ફરી છે.

મૌનમાં સંવાદ નો વધતો અનુભવ,
એ પછી લાગ્યું કોઈ કારીગરી છે.

એક અરજી એટલી વૃક્ષે કરી છે,
પાનખરમાં પણ હવા પાછળ પડી છે.

## ગયેલ છે / અનંત રાઠોડ 'અનંત'

એ શોધવામાં એક જણ થાકી ગયેલ છે
છીંડુ મૂકીને વાડ ક્યાં ચાલી ગયેલ છે

માથે લીધું છે ઘર પ્રતિબિંબોએ આજ તો
નક્કી અરીસો કૈંક તો બાફી ગયેલ છે.

એવી રીતે લોકો કરે છે મારી છાનબીન
જાણે કોઈ મારામાં કૈં દાટી ગયેલ છે

કંઈ કેટલાયે તપ ઉદાસીએ કર્યા હશે
વરદાનમાં એથી મને માંગી ગયેલ છે.

તસવીરને જોતી રહી વરસી ગયેલી આંખ
તસવીરમાંની એક નદી નાસી ગયેલ છે.

## હવા / જયંત ડાંગોદરા 'સંગીત'

ખૂબ તરફડી હવા,
શ્વાસથી દડી હવા.

કાંધ પર બપોરની,
લાશ થઈ પડી હવા.

જળ કમળ બની ગયું,
ફક્ત જ્યાં અડી હવા.

રિક્ત ડાળ પર હવે,
બાંધ રાખડી હવા.

એક તો જગા બતાવ,
ક્યાં નથી ખડી હવા!

## નથી શકતા / ચિન્મય શાસ્ત્રી 'વિપ્લવ'

ઘણા વહેવારનો આશય અમે સમજી નથી શકતા.
બધી દરકારનો આશય અમે સમજી નથી શકતા.

ઘણી પ્રસ્તાવના સાથે કથાઓ અંત પામી છે,
સમીક્ષા, સારનો આશય અમે સમજી નથી શકતા.

તમારા વેશમાં કાયમ તમે નામી રહેલા છો,
નવા અવતારનો આશય અમે સમજી નથી શકતા.

અમારી જાણ હેઠળ હોય છે ભાવિ પરિણામો,
છતાં અણસારનો આશય અમે સમજી નથી શકતા.

તમારી સહમતીનું માપ સંક્ષેપીકરણ પામે,
અને ઇનકારનો આશય અમે સમજી નથી શકતા.

## શું મળે છે / પરાજિત ડાભી

આ કવિતાઓ લખીને શું મળે છે ?
સ્વપ્ન જે જોયાં નથી એ પણ ફળે છે.

સૂર્યથી અંજાઈ બેઠાં જે મુસાફર,
ચંદ્ર રાતે એમને કાજે બળે છે.

પ્રેમનો એક અર્થ એ પણ થઈ શકે કે
ઘાવ જે ખાધા નથી એ પણ કળે છે.

પૂતળાની જેમ હું જોયાં કરું છું,
એ ગલીમાંથી હંમેશાં નીકળે છે.

હા, કરી લ્યો એકઠા અવશેષ સઘળા,
આ સમયનું વ્હેણ પાછું ક્યાં વળે છે!

જે નમે છે એ જ તો સૌને ગમે છે,
રોજ સાંજે સૂર્ય પણ એથી ઢળે છે!

## થાપણમાં છું / કિશોર મોદી

એવી શ્વાસની પળોજણમાં છું,
હું પરિસ્થિતિની તાવણમાં છું.

એ જ મૂંઝવણ ટાળી શકું ના,
નિત્ય દુન્યવી શિખામણમાં છું.

એકલો બડબડું છું અમસ્તો,
લોક કહે કંઈ વિમાસણમાં છું.

આંખ હર્ષથી રહે છલકાતી,
કોઈ ક્યાં દુખિત દ્રાવણમાં છું ?

રોજના મદીલી મસ્તીથી ભીના
સ્વપ્નના સુખદ શ્રાવણમાં છું.

વિધિની કલમ જેમ જીવું છું,
મૂળથી અલગ ડ્હાપણમાં છું.

હોઠ જેમ ખુશ છું હું કિશોર,
શબ્દની વિવિધ થાપણમાં છું.

## જિંદગીનો ભેદ / પરાજિત ડાભી

પાઘડીનો વળ હજુ અકબંધ છે,
ક્યાંક થોડું છળ હજુ અકબંધ છે.

લખ લલાટે કે નથી હારી ગયો,
એક ટીપું બળ હજુ અકબંધ છે.

ભાગ્યનો આ ઓરડો ખોલી શકો,
હાથમાંની કળ હજુ અકબંધ છે.

વાંઝણી છે પ્યાસ મારી એટલે,
ચીતરેલાં જળ હજુ અકબંધ છે.

હા, ફરી પાછાં ઝરણ વ્હેતાં થશે,
ભીતરે ખળખળ હજુ અકબંધ છે.

તું તને ને હું મને શોધ્યાં કરું,
કેમ કે અંજળ હજુ અકબંધ છે.

જિંદગીનો ભેદ ચપટી રાખ છે,
મોતની અટકળ હજુ અકબંધ છે.

ઓરડાના ભગ્ન અવશેષો રહ્યા,
તોય આ સાંકળ હજુ અકબંધ છે.

શબ્દના હું સાંથિયા પૂર્યા કરું,
આ કલમ કાગળ હજુ અકબંધ છે.

## પણે ઊભી રહી / જિતેન્દ્ર પ્રજાપતિ

પણે ઊભી રહી દીવાલનો ટેકો અગર આવી મળે તો દોસ્ત હું બે-ચાર સેકંડ સ્થિર ઊભો રહી શકીશ,
સતત વરસ્યા કરે એ વ્હાલનો ટેકો અગર આવી મળે તો દોસ્ત હું બે-ચાર સેંકડ સ્થિર ઊભો રહી શકીશ.

મને મહેનત ઉપર પૂરેપરો વિશ્વાસ છે, શંકા પડે એવું કશુયે સ્થાન એમાં છે જ નહીં; પણ તે છતાં
હૃદય કે'છે કે ચપટીક ભાલનો ટેકો અગર આવી મળે તો દોસ્ત હું બે-ચાર સેકંડ સ્થિર ઊભો રહી શકીશ.

કહે છે મન પ્રફુલ્લિત હો અગર તો એક નહીં, સઘળા દિવસ તહેવાર થઈને વીતશે, પડઘા થશે આનંદના,
શરત છે કે સમયની ચાલનો ટેકો અગર આવી મળે તો દોસ્ત હું બે-ચાર સેકંડ સ્થિર ઊભો રહી શકીશ.

નથી ઇચ્છા મને એ દોસ્ત મુજ ભાવી તણી કે ના હવે સહકાર મુજને જોઈએ ચાલી રહેલા કાળનો,
ચહું છું કે ફકત ગઈ કાલનો ટેકો અગર આવી મળે તો દોસ્ત હું બેચાર સેકંડ સ્થિર ઊભો રહી શકીશ.

અમારી હસ્તરેખા યુદ્ધભૂમિ છે; અહીં મહેનત અને કિસ્મત સતત લડતા રહે છે. સ્થાનની રક્ષા થકી,
સહે હર વાર એવી ઢાલનો ટેકો અગર આવી મળે તો દોસ્ત હું બે-ચાર સેકંડ સ્થિર ઊભો રહી શકીશ.

## ઝાલર વાગે / જગદીશ ધનેશ્વર ભટ્ટ

રણઝણ ઝાલર વાગે,
મનમંદિરમાં કોરાણેથી ઝલમલ દીવડો તાગે,
રણઝણ ઝાલ વાગે.

તાક ધિનાધિન તાલ નગારે રૂમઝૂમ રમણા ડોલે,
કો અણજાણ્યું હળવા પગલે હાશમજાથી તોલે,
હૈયા કેરી રટણા કેવી રાગવિરાગે જાગે!
રણઝણ ઝાલર વાગે.

અજવાળામાં ઝળહળ પેલી આરત સૌન તેડે,
લય કેરા હિલ્લોળે એના ભાવ હૃદયના છેડે,
પ્રભાતના પગરવના ટાણે અંધારાં કેં ભાગે!
રણઝણ ઝાલર વાગે.

કિરણોના ધણની પગથારે કલરવ મીઠા છલકે,
રોમરોમ નાચે સૂર લીલા, રંગ અનેરા અલકે,
તળ-વિતળનાં તાળાં તોડી અણદીઠું કો દાગે.
રણઝણ ઝાલર વાગે.

## ત્રણ લઘુ કાવ્યો / પ્રીતમ લખલાણી

(૧)

આમ તો
ટી.વી.
રેડિયો અને છાપાંમાં
મારો દિવસ આખો
વીતી જાય છે.
પણ ઘડીક બે ઘડી
ચપટીક હર્યુંભર્યું જીવવા
ખોબો એક અજવાસ માટે
રોજ સવારે મને
બારી ખોલવાનું મન થાય છે.

(૨)

મારી
જે રાત્રી
સ્વપ્ના વિના બીતી જાય છે
તે વહેલી પરોઢે
ઝાંળકભીની
ઝૂકેલી લીલી ડાળખીમાં
પાંખ ફફડાવતા
પતંગિયાનું ગીત રચવા
હું મારા મનને
બારી ખોલતું
રોકી શકતો નથી...

(૩)

અમાસની રાત્રે
ઓસરીના હિંડોળે બેસી
એકલો અટૂલો હીંચકતો હોઉં છું
ત્યારે મને દીવો કરવાનું મન થતું નથી.
કારણ કે
મારા કાન ડૂબી ગયા હોય છે
દૂર દૂર મખમલી અંધકારમાં
જોગી સમો
એકતારો વગાડતા
પેલા તારાના
માધુર સંગીતમાં...

## તરભાણું રાખ્યું છે



કિશોર મોદી

નિત્ય મેં નવું બહાનું રાખ્યું છે,
જૂઠનું અદલ થાણું રાખ્યું છે.

દંભમાં ડૂબી ગયો છું એટલો,
જાતથી બધું જ છાનું રાખ્યું છે.

હું અભાવથી પીડાઈ રહું છું,
દિલને ગમતું ચાલુ રાખ્યું છે.

દિલ ફૂલણજીને પટાવવા,
ભાગ્યનું ભ્રમિત પાનું રાખ્યું છે.

હું કયામતની પાર ઊતરું,
તેથી મસ્જિદ જવાનું રાખ્યું છે.

એમ ઇશ્વર મળે નહીં છતાં,
અન્નકૂટરૂપી ટાણું રાખ્યું છે.

સાહજિક થઈ પાપ ધોઉં છું,
મેં કિશોર તરભાણું રાખ્યું છે.

## પાછી / અશોક ચાવડા 'બેદિલ'

વધી રહી છે હવાની અવરજવર પાછી;
નહીં છુપાઈ શકે આજ પાનખર પાછી.

થઈ રહી છે સ્મરણની જુઓ અસર પાછી;
બની રહી છે ઉદાસીઓ હમસફર પાછી.

દરેક ચીજ સજીવન ફરીથી થાય પ્રિયે,
તને કહું છું ફક્ત આ : 'તું આવ ઘર પાછી.'

નથી કશું જ રહ્યું તોય ભાર લાગે છે,
કબર ઉપર તું ચણાવી રહ્યો કબર પાછી.

ગઝલ લખું ન હવે તો કરું શું 'બેદિલ' હું
ફૂટી છે આંખ મહીં લોહીની ટશર પાછી.

## આંસુદાની છે / અશોક ચાવડા 'બેદિલ'

આવતી કાલની નિશાની છે;
બાગ સામે ફૂલદાની છે.

આમ તો વાત એકલાની છે;
તોય મારી ગઝલ બધાની છે.

આંસુઓ એમ હું સજાવું છું,
આંખ જાણે કે આંસુદાની છે.

આમ જોયા ન કર હૃદય અંદર,
ખૂબ ઊંડે સુધી વિરાની છે.

સાચવી રાખશું ઉદાસીને,
ઉમ્રભરની એ આમદાની છે.

## કાલિદાસ / પ્રવીણ ગઢવી

કો' ખંડેરે,
મ્હેલે કે કો' કિલ્લે
ક્યાંય નથી કાલિદાસ અવશેષ
ઉજ્જયિની નગરે.
કેવળ વહી રહી
શિપ્રા ખળખળ શ્લોક ઋતુસંહારના
ગણગણતી.
કમલપુષ્પોમાં હસી રહી
શકુંતલાની દંતપંક્તિ
બકુલવૃક્ષ પુષ્પિત
ઉવર્શીની મુખમદિરા થકી
પલાશપુષ્પોનો ઢગ ઓઢી
વામકુક્ષિ કરે માલવિકા.
આમ્રમંજરીનું તીર તાકી ઊભો કામ
મહાકાલેશ્વર દ્વારે.
મેઘદૂત હજીય વરસી જાય
ઉજ્જયિની નગરે
ભલે ન હો
કો'ખંડેરે
મ્હેલે કે કો' કિલ્લે કાલિદાસ અવશેષ-
અવંતિ નગર કન્યાવધૂના વક્ષસ્થલે
શ્વસી રહ્યો કાલિદાસ.

## કેવું મજાનું હતું મારું ઘર! / દક્ષા પટેલ

બાળકોની ધમાચકડી
બાની પૂજાની ઘંટડી
ને બાપુજીનાં ભજનોથી
ભર્યું ભર્યું રહેતું ઘર.

હવે ખાલી ઘર
ઘુમરાતા વિચારો અને ગમતાં સ્મરણોથી ય
ભરાતું નથી.

ટી.વી.નાં દશ્યો
માણસોનો આભાસ પણ રચી શકતાં નથી.
કમ્પ્યૂટરની કમાલ
છેદી શકતી નથી એકલતાની દીવાલ.

એટલે ઉઘાડું છું બારી :
મોગરાની સુગંધ લઈને
દોડી આવે છે પવન
ચીં ચીં કરતાં ચકો-ચકી
ઘરમાં ચકરાવો લઈ
ઊડી જાય છે દૂર દૂર.

ત્યાં જ ખુલ્લી બારીમાંથી કૂદતીકને
એક બીલાડી મ્યાંઉ મ્યાંઉ કરતી અંદર આવી
પગને સ્પર્શી.

ને ઘર આખું હરખથી ભરાઈ ગયું.

## બાને કહી દે / શંભુપ્રસાદ જોશી

મમ્મી, મમ્મી, બાને કહી દે...
'નિશાળ' કે' છે!
નિશાળ કૈં કે'વાય!
'સ્કૂલ' કે'વાય.

મમ્મી, મમ્મી, બાને કહી દે...
'નાક' કહે છે!
નાક અરે કે'વાય?
'નોઝ' કે'વાય..

મમ્મી, મમ્મી, બાને કહી દે...
'પાંચ' કહે છે!
પાંચ વળી કે'વાય!
'ફાઇવ' કે'વાય..

મમ્મી, મમ્મી, બાને કહી દે...
'ગાય' કહે છે!
ગાય કદી કે'વાય?
'કાઉ' કે'વાય...

મમ્મી, મમ્મી, બાને કહી દે...
'ઢીંગલી' કે છે!
ઢીંગલી તે કે'વાય?
'ડૉલ' કે'વાય...

મમ્મી, કહું છું બાને તો કૈં ખબર પડે ના!
કોને શું કે'વાય એની સમજ પડે ના!

## તરસ / છાયા ત્રિવેદી

એક માછલીને ખૂબ તરસ લાગી છે.
એના માટે પાણી એટલે જીવન ખરું
પણ
તરસ છીપાવતું સાધન નહીં.

સતત પાણી વચ્ચે જીવતી હોવા છતાં
એ અજાણ છે એના 'પાણી'થી!
એ તરફડે છે પાણી વચ્ચે.

જળમાં પડતાં પંખીનાં પ્રતિબિંબ જોઈ
એ માને છે કે
વાદળથી તરસ છીપાતી હશે.
કિનારે ઊગેલાં ફૂલ જોઈ
એને લાગે છે કે
ઝાકળને જ પીવાતી હશે.

એ તો
ના ઊડી શકે
ના ઊગી શકે...
તેના નિઃસાસાથી પરપોટા ઊઠે છે પાણીમાં.

પંખી, ફૂલ, માણસ, સૌને થાય કે-
પાણી વચ્ચે શ્વસતી માછલીના શબ્દકોશમાં તો
'તરસ' હશે જ નહીં!

એક માછલી
વારંવાર ડૂબકીઓ મારે છે
તરસ છીપાવવા!

## મિત્ર યશવંત મહેતાને પંચોતેરમે

યોસેફ મૅકવાન

સાહિત્યક્ષેત્રે ઘણું નામ કામ્યા
કૈં માન અકરામ ઇનામ પામ્યા.
સચોટ તીખી કલમે લખીને
છે પત્રકારી દિલથી નિભાવી.
તેથી રહ્યું છે મૂઠી સ્થાન ઊંચું
પ્રેમાળ વ્યક્તિત્વ થકીય ગૂંથ્યું!

વંચિત જનોની કરી છેય ચિંતા
નિસ્વાર્થ ભાવે સહુ કાર્ય કીધાં.
હા, બાલસાહિત્ય અકાદમીને
સ્થાયી ઝકોર્યાં જલસુપ્ત એનાં.
બે દાયકા આજ વટાવી ચૂકી
તે બાલસાહિત્ય નવરૂપ પામ્યું.

સિત્તેર પે પાંચ થયા છતાંયે
જુસ્સો હજીયે ધખના ભરેલો
છે 'બાલઆનંદ' વિશે અનન્ય
ગૂર્જર ગિરા, હા થઈ ધન્ય ધન્ય!

## નિહાળું / ભૂપેન્દ્ર ત્રિવેદી

ચાની લારીએ
કપ-રકાબી સાફ કરતાં કરતાં
ગંદા પાણી મહીં
નિહાળું હું મારું ખોવાયેલું
બાળપણ!

# અનુવાદ

મૂળ કવિ મોહમ્મદ અલવી, અનુવાદ : હનીફ સાહિલ

## સોગાદ

કિનારા પર કોઈ ન હતું
સમુદ્ર શાંત પડ્યો હતો
વૃક્ષોનાં ઝુંડ ને ઝુંડ ઊભા હતાં
મોટા મોટા પથ્થરો પર
જળચર પક્ષીઓ એકત્રિત થઈ રહ્યાં હતાં
અને હું
ખાલી ખિસ્સાઓમાં હાથ નાખી
વિચારી રહ્યો હતો
કેમ ન હું આ દૃશ્ય
પોતાની સાથે લઈ જાઉં...
આજે તેનો જન્મ દિવસ છે
તેને આપવા માટે
આ સુંદર સોગાદ છે.

## હવાનું ઘર

હવા આમતો
હમેશાં ભટકે છે, પણ
હવાને પણ ઘર હોય છે.
ભટકતી હવા
ન જાણે કેટલી વખત
મધમાખીઓની જેમ
પોતાના ઘરમાં જાય છે!
જો આ હવા
ઘરમાં ન જાય તો સમજવું
કે તેના માટે ઘરનાં દ્વાર
ફરી ઊઘડશે નહીં
અને તેને બીજું ઘર બનાવવું પડશે.
આ આપણે અને તમે
અન્ય કંઈ નથી,
હવાઓનાં ઘર છીએ!

## ચૂપ રહો

હું શાંત છું
કેટલાંય વરસોથી કશું લખ્યું નથી
ન કાવ્યો, ન ગઝલો
ન તો પત્ર લખી શક્યો છું.
અજબ દશા છે
જાણે કહેવા માટે કાંઈ પણ નથી,
પણ આ ધરતી
આકાશ ચાંદ તારા
આ હસતાં અને રડતાં લોકો
એ બધાં કહે છે
લખો, કાંઈ નહીં તો
અમને જોઈને કશું લખો,
અને હું વિચારું છું
કોઈ કવિતા લખું
ગઝલ એક લખું
પત્ર લખું મિત્રોને
પરંતુ મારી ભીતરથી
અવાજ આવે છે : અલવી!
સુખ કાંઈ પણ ન કહેવામાં છે,
ચૂપ રહો!

## બધું ઝળાંહળાં કરે / દેવેન્દ્ર દવે

**આવો**

અમે રે સૂકું રૂનું પૂમડું,
તમે અત્તર રંગીલા રસદાર,
તરબોળી દ્યો ને તારેતારને,
વીંધો અમને વ્હાલા, આરંપાર
આવો, રે આવો હો જીવણ, આમના.
અમે રે સૂના ઘરનું જાળિયું,
તમે તાતા તેજના અવતાર;
ભેદીને ભીડેલાં ભોગળ-આગળા,
ભરો લખલખ અદીઠા અંબાર
આવો રે આવો હો જીવણ, આમના.
અમે રે ઊધઈ-ખાધું ઇંધણું,
તમે ધગધગ ધૂણીના અંગાર,
પડે પડ પ્રજાળો વ્હાલા, વેગથી,
આપી અમને અગનના શણગાર
આવો, રે આવો હો જીવણ, આમના.

*મકરંદ દવે*

**આ**વીને જે અંદરના તારેતારને રસદાર સુગંધથી તરબોળ કરે, અદીઠા અંબારની દ્યુતિથી ઘેરી વળેલા અંધારને જે ઝળાંહળાં કરે, સળગાવી મૂકતી ધખનાથી જે ખૂણેખૂણો પ્રજાળી મૂકે એવું આવવું લેખે લાગે. એ આવ્યું જ સાર્થક ગણાય. એવા આગમનની પ્રતીક્ષામાં મૂકી આપતી આ કૃતિના સર્જક શ્રી મકરંદ દવેનાં કેટલાંય કાવ્યોની પંક્તિઓની પંક્તિઓ કહેવત જેવી બની ગુજરાતી ભાવકોના હૈયે વસેલી છે.

*'ગમતું મળે તો અલ્યા ગૂંજે ન ભરીએ,*
*ગમતાંનો કરીએ ગુલાલ.'*

આવા ગુલાલ ગુલાલ કરી મૂકતાં સંબોધનો ન અડે તો બીજું શું અડે ?

*'કો'ક દિન ઇદ ને કો'ક દિન રોજા,*
*ઊછળે ને પડે નીચે જિંદગીનાં મોજાં'*

જેવી સોંસરી વાત એમની ખાસિયત છે. સરળ બાનીની પારદર્શકતા અને સચોટ ભાવની વેધકતા આ કવિનો વિશેષ છે. સમર્પણભાવનો આનંદ અને પ્રાપ્તિની નિરાંત એમની કૃતિઓને જીવંત બનાવે છે. ગુજરાતી કાવ્યરિદ્ધિમાં મકરંદમુદ્રા એક નિર્મળ ઉપસ્થિતિ સમી છવાયેલી છે.

સૂકા રૂના પૂમડાને ભીજાઈ જતાં કેટલી વાર લાગે ? કેવી સચોટ ઉપમાથી કવિ તારેતાર ખુલ્લા કરતા જાય છે : 'અમે રે સૂકું રૂનું પૂમડું, તમે અત્તર રંગીલા રસદાર' પ્રતીક્ષાને કઈ હદે મૂકી દીધી સહજમાં! રૂનું પૂમડું એના તારેતારને ખુલ્લા કરીને રાહ જોતું હોય છે. એને ભીંજાઈ જવાની ઉતાવળ છે. એ ભીજાશે તો પૂરેપૂરું ભીંજાશે, એમાં સહેજેય કચાશ નહીં હોય. તારેતારને તરબોળતી આર્દ્રતામાં ઝબકોળાઈ જવાની એને તલપ છે. રંગીલા અને રસદાર અત્તરને એ પોતાની આરપાર કરી લેવા ઉત્સુક છે. એથી જ કહે છે : 'વીંધો અમને વ્હાલા, આરંપાર.' (આ 'વ્હાલા' સંબોધનમાં જાણે હસતો મકરંદ ચહેરો દેખાઈ આવે છે.) આરપાર વીંધનારી ફોરમને તારેતારમાં સંગોપીને પ્રાપ્તિની ક્ષણને પકડી રાખવાની ઝંખના આ પહેલા આવકારના શબ્દેશબ્દમાં ડોકાય છે. ફોરમને ભલે જકડી ન રાખી શકાય પણ એને માણવાની ક્ષણોને તો લંબાવી શકાયને ? તરબોળ થઈ જવાની તાલાવેલી ઊગી જવી એ કંઈ નાનીસૂની વાત નથી. આ તો ભક્તિનો જ ગુણવિશેષ છે. ઘર ભલે ચોતરફથી

ઘેરાયેલું હોય, પરંતુ એમાં મૂકેલું એકાદ જાળિયું પણ એનો અવકાશ અને ઉજાસ સાથે નાતો જોડાયેલો રાખે છે. દીવાલો ભલે હોય, પણ એમાં બારીનો જોગવાઈ હોય તો પૂરતું છે. એકલી દીવાલો તો ખાવા ધાય, મૂંઝવી દે. એક નાનકડી બારીની જોગવાઈ એમાં મોકળાશનું મંગળાચરણ કરે. જાળિયું તો બારીથી પણ નાનકું તોય એ પુરતું છે અંધારાને હંફાવવા માટે, એ પૂરતું છે મૂંઝારાના મારને વેઠવા માટે. કોણ જાણે કેમ માણસોને દીવાલો વિના ચાલતું જ નથી. દીવાલો આવી કે આવી પડ્યાં બારીબારણાં. તો વળી ભોગળ, આગળા, સાંકળની આડશો પણ રચાઈ. એમાં વળી ઉમેરાઈ જાળીની જડબેસલાક ચોકસાઈ. આડશોની પણ ટેવ પડી જાય. એ કોઠે પડી ગયેલી આડશોને હંફાવવા માટે બારી કે જાળિયાની કરામત જરૂરી બની જાય છે. જેણે દીવાલો રચી, આડશો ઊભી કરી, તેણે જ સાચવી લેવાનું કામ કર્યું છે. દરેક બારી કે જાળિયું એક નાનકડો સેતુ છે. એ બારીને ઝળાંહળાં કરતાં તેજના અવતારની જ રાહ જોવાની. ભીડેલાં ભોગળ અને આગળાઓને ભેદીને આવો અને અમને ખૂણેખૂણેમાં અજવાળી દો. અમને અમારી આંખે જ અમારા ખૂણેખૂણાને જોઈ-તપાસી લેવા દો. એમ કરીને ભીડેલાં ભોગળ, આગળા, સાંકળના સકંજાને હંફાવી દો. અમારાં જ રચેલામાં ક્યારે અમે કેદ થઈ જઈએ છીએ તેની સમજ પડતી નથી. તેજની ચમકીલી ધારે અમારાં અંધારાંને વધેરી નાખો. ભલે પૂરેપરું ભળાઈ જતું.

'અમે રે ઊધઈ-ખાધું ઇંધણું' આ વળતી જ પળે અસુંદર થઈ બેસતા જીવન માટે રોજબરોજનાં જીવનમાંથી કવિ સુંદર ઉપમા લઈ આવ્યા છે. રજ તો ઘેરી વળવા તૈયાર જ હોય છે. સહેજ ચૂક્યા, સહેજ ઝોલો ખાધો કે રજ પડેલી જ છે, રજ વળેલી જ છે. પડી રહેલું ઇંધણું ક્યારે જંતુઓને હવાલે થઈ જાય તે નક્કી નહીં. ઊધઈ તો એના આહારની શોધમાં જ હોય. પડી રહેલા હાથ પર પણ ક્યારે આક્રમણ થઈ પડે અવનતિનું એનું કંઈ નક્કી નહીં. આવાં ઇંધણને આગની આંચ જ શુદ્ધ કરી શકે. પણ હવે મોડું ન કરતાં, જરા ઉતાવળે આવજો. 'પડે પડ પ્રજાળો વ્હાલા, વેગથી' કહી દેવું તો સહેલું છે. તેને સહેવું એ બહુ કપરું કામ છે. પરંતુ પડેપડમાં પેસી ગયેલી દૂષિતતાને હઠાવવી જ હશે તો બળી ગયા વિના છૂટકો નથી. અગનના શણગાર પહેર્યે જ છૂટકો. પીડાના કારમા દ્વારને પાર કરીને જ શુદ્ધિના આહ્‌લાદમાં પહોંચી શકાય છે. એથી જ પડેપડને પ્રજાળી મૂકવાની આરત ઊઠી છે. દૂષણોના પારવારને બાળતો અગનનો શણગાર પહેરીને ઊઘડીશું કોઈ નવા અવતારમાં. આવો, અમને અગ્નિશુદ્ધ કરો. જાણે સંથારો કરવાનો નિશ્ચય અહીં દૃઢતાથી ઉચ્ચારાય છે. નિશ્ચયમાં અડગ થઈ ગયેલાં મનને કોઈ આગ દઝાડી ન શકે.

રૂના પૂમડાની તરબોળાઈ જવાની તન્મયતા તારેતારમાં અદીઠાં તેજથી છલોછલ થવાની એષણામાં લઈ જાય છે. અંદરનાં પોલાણોની અવદશા નજરોનજર જોયાં પછી અગ્નિશુદ્ધ એ જ ઉપાય એવું સમજાય તો એષણાઓએ ભડકવા જેવું નથી. આ આમન્ત્રણમાં સંબોધન 'જીવણ'ને થયું છે. આમન્ત્રિત છે જીવણ કે જીવન. જીવણ એ જ જીવન! તારેતારથી તરબોળ થઈને જ ભીંજાઈ રહે તે જ જીવન. એવા જીવનનો ખૂણેખૂણો પ્રકાશિત થઈ ઊઠ્યો હશે. કારણ કે જીવી લેવાની લાહ્ય એનાં પડેપડને સળગાવી ગઈ હોય છે. પોતાની જ અંદર રહેલા એ ઉદ્ધારકને આ આહ્‌વાન છે. ઉદ્ધારકો કંઈ આસમાનમાંથી નથી ઊતરતા. એ તો અંદરથી જ ઊતરે અને બધું ઝળાંહળાં કરે!

❐

## તારી ભેરી વાગે ને...

તારી ભેરી વાગે ને હું ઘરમાં સૂતો રહું?
સુણાય તારાં પગલાં, શાને બંધ બારણે રહું?

તારો સૂરજ જોઈ જોઈ સૌ સૂરજમુખીમાં ખીલું;
તું ચમકે જો ચિદાકાશમાં, ચળક્યા કરું છબીલું;
તારા ઢાળે ઢળી ઢળી સૌ હદ સોંસરવો વહું!

ઉંબર મારા, ડુંગર તારા - કશું ન આવે આડું;
બતાવ ક્યાં ઠરવાનું છેવટ, હિસાબ એનો માંડું;
ઘણું ઘણું કહેવું છે, જો તું કાન ધરે તો કહું!

**ચંદ્રકાન્ત શેઠ**

('ચિદાશનાં ચાંદરણાં'માંથી)

સ્થાનસમર્પિત

**'કવિલોક'ના એક ચાહક તરફથી**

## સમય છે અને સમય નથી

ક્લબમાં કલાકો રમી રમવાનો,
કારમાં જ્યાં ને ત્યાં અકારણે ભમવાનો સમય છે;
ટોળાંટોળીમાં ટીંખળ કરવાનો,
ટુકડે ટુકડે ધીમું ધીમું મરવાનો સમય છે.

કોઈને કદી 'કેમ છો ?' પૂછવાનો,
કોઈનું એકાદ આંસુ યે લૂછવાનો સમય નથી;
પરસ્પર ગૂજગોષ્ઠિ માણવાનો,
શાન્ત એકાન્તમાં જાતને જાણવાનો સમય નથી.

જો સમય છે અને સમય નથી
તો સમય શું છે એ સમજાવવું રહ્યું કથી કથી;
જો સમય છે અને સમય નથી
તો સમય શું છે એ સમજવું યે રહ્યું મથી મથી.

નિરંજન ભગત
('૮૬મે'માંથી)